જ્વાલામુખીનો ધગધગતો લાવા ધરતીના પડેપડમાં ચીરાડા પાડી સર્વત્ર આગ અને વિનાશ પ્રસારે તેમ ઈ. સ. ૧૯૩૯ ના બીજા વિશ્વયુદ્ધમાં જર્મન સૈનિકોનાં ધાડેધાડાં વિદ્યુતવેગે સારાય યુરોપખંડમાં સર્વત્ર આગ અને વિનાશ પ્રસારતાં ગયાં. એક પળમાં જ એક શહેર વિંધાઇને જમીનદોસ્ત થતું. અસંખ્ય માણસો ઘરવિહીન બનતાં; ફળદ્રુપ જમીન ઉજ્જડ વેરાન બનતી; ધરતીમાંથી અન્ન લુંટાઇ જતું. માનવજાતનાં સુખ, વિરામ અને મનરંજન માટે સર્જાયલું અને વિકસેલું વિજ્ઞાન સર્વત્ર માનવજાતના જ સંહાર માટે એક અતિ વિનાશક શસ્ત્ર બન્યું.



જીવનને આરે ઉભેલો, યુદ્ધ સમયે સ્વદેશને નિરૂપયોગી મનાતો એક વૃદ્ધ અંગ્રેજ જેને આમાં 'બાપુ' ને નામે આળખાવ્યો છે તે, વિરામ ભોગવવા અને જીવનનો કારમો ઘા રૂઝાવવા ફ્રાન્સમાં આવેલા જ્યુરામાં જાય છે ફ્રાન્સ અણધાર્યું યુદ્ધમાં ઘેરાઇ જાય છે અને વૃદ્ધ બાપુની સ્વદેશ પાછા પહોંચવાની મજલ શરુ થાય છે. ગમે તેવા નવજુવાનને પણ ડરાવે એવી એ મજલમાં વૃદ્ધની જંજાળ એક પછી એક વધતી જાય છે. એ મજલમાં સંજોગાધીન અંગ્રેજ, ફ્રેન્ચ, ડચ તથા યાહુદી બાળકો અને છેવટે એક જર્મન બાલિકાને પણ ફ્રાન્સના તુમૂલ વાતાવરણમાંથી ઉગારી વિલાયત લઇ જઇ અમેરીકા મોકલવાની જવાબદારી તે સ્વીકારે છે. આ મજલ માત્ર સાદી મજલમાંથી પરિવર્તન પામી એક મહાન કલ્યાણ યાત્રા બની રહે છે. આ કલ્યાણયાત્રાનો મુખ્ય યાત્રી બાપુ જીવન-

સંસ્કાર અને માનવમૂલ્યોનો વારસો ભૂલી જ્યારે માનવજાત સર્વભક્ષી વિશ્વયુદ્ધ લડી રહી હતી અને માનવસંહારને જ જીવનસાર્થક માનતી હતી ત્યારે પ્રવાસમાં મળ્યાં તેટલાં બાળકોને દેશ અને જાતિના ભેદ વિના બચાવી માનવતાની જ્યોત અખંડ રાખનાર.

# માનવતાની મૂર્તિ

'PIED PIPER' નામની અત્યંત જાણીતી
— નવલકથાનો સંક્ષિપ્ત અનુવાદ —

લેખક
નેવિલ શૂટ

અનુવાદક
કપિલા ઠાકોર
બી. એ.

એન. એમ. ઠક્કરની કંપની
બુકસેલર્સ : પબ્લીશર્સ
૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨

આવૃત્તિ પહેલી ☆ ૧૯૪૬

'PIED PIPER'ના લેખક શ્રી નેવિલ શુટ અને તેના પ્રકાશક મેસર્સ એ. પી. વૉટ્ એન્ડ સન ની સંમતિથી પ્રકટ કરવામાં આવેલી અધિકૃત આવૃત્તિ



અઢી રૂપિયા

મુદ્રક
રામદાસ ઈ. પટેલ
રજની પ્રિન્ટરી
પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબઈ ૨



પ્રકાશક
મગનલાલ મૈ. ઠક-
એન. એમ. ઠક્કરની કું.
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ



સંદીપ, અજયને
શિશુવયની સહચરી
મા તરફથી સપ્રેમ



'નેવિલ શૂટ'

['મી. એન. એસ. નોર્વે' : વાર્તાનવેશ તરીકે 'નેવિલ શૂટ' ને નામે તેઓ ખૂબ ખૂબ જાણીતા છે. બ્રીટીશ નેવીમાં તેઓ લેફ્ટેનન્ટ કમાન્ડર છે અને બીજા મહાયુદ્ધમાં એમણે સુંદર કામગીરી બજાવી છે. સફળ અને લબ્ધપ્રતિષ્ઠ લેખક તરીકે તેમણે જનતાનો ચાહ મેળવી અજબ ખ્યાતિ પ્રાપ્ત કરી છે.]

# પરિચય

જ્વાળામુખીનો ધગધગતો લાવા ધરતીના પડેપડમાં ચીરાડા પાડી સર્વત્ર આગ અને વિનાશ પ્રસારે તેમ ઈ. સ. ૧૯૩૯ના બીજા વિશ્વયુદ્ધમાં જર્મન સૈનિકોનાં ધાડેધાડાં વિદ્યુતવેગે સારાય યુરોપખંડમાં સર્વત્ર આગ અને વિનાશ પ્રસારતાં ગયાં. એક પળમાં જ એક શહેર વિધ્વંસ પામી જમીનદોસ્ત થતું. અસંખ્ય માણસો ઘરવિહીન બનતાં; ફળદ્રુપ જમીન ઉજ્જડ વેરાન બનતી; ધરતીમાંથી અન્ન લુંટાઈ જતું. માનવજાતનાં સુખ, વિરામ અને મનરંજન માટે સર્જાયેલું અને વિકસેલું વિજ્ઞાન સર્વત્ર માનવજાતના જ સંહાર માટે એક અતિવિનાશક શસ્ત્ર બન્યું. દિનપ્રતિદિન થતી વિજ્ઞાનની શોધખોળોનો હેતુ માનવકલ્યાણને બદલે માનવસંહાર બની રહ્યો. વિકૃત ધરતી અને વિકૃત માનવદેહ બનાવવાના સતત અને અવિરત પ્રયાસો થઈ રહ્યા.

એક પછી એક એમ નાની નાની પ્રજાઓનું અમૂલ્ય ગણાતું સ્વાતંત્ર્ય હરાઈ રહ્યું. વેર, દ્વેષ અને અમાનુષી નિર્દયતા સર્વત્ર સામ્રાજ્ય ભોગવી રહ્યાં. પશુમાંથી કાળને ચીલે

ચડાવતી માનવતા જન્મી, પોષાઇ અને અંતે પાછી પશુમય બની રહી. હજારો વર્ષોના પ્રયાસથી સંગ્રહ કરેલી સંસ્કૃતિ અને માનવમૂલ્યોનો વારસો જાણે એકાએક લુપ્ત થઇ ગયો.

આ સર્વભક્ષી વિશ્વયુદ્ધને સ્પર્શતી અનેક નવલકથાઓ અંગ્રેજી તેમજ અન્ય યુરોપીય ભાષાઓમાં લખાઇ છે. તે દરેકમાં વિશ્વયુદ્ધના જુદાજુદા પ્રસંગો જુદીજુદી દૃષ્ટિએ ચિતરવામાં આવ્યા છે. પોતાની અમૂલ્ય સ્વતંત્રતા જાળવી રાખવા કંઇક અતિમાનુષી વીરતાથી લડતી અનેક પ્રજાઓની કુરબાનીની કથાઓ તેમાં વર્ણવાઇ છે. માનવસ્વાતંત્ર્ય માટે, વિચારસ્વાતંત્ર્ય માટે, દર્શાવાયલા કંઇક શૌર્ય અને બલિદાનના કિસ્સાઓ એમાં અક્ષરદેહ પામ્યા છે. તે સર્વમાંથી આપણને અપૂર્વ પ્રેરણા મળે એમ છે, પણ તે સર્વ વાંચતાં પાશવતાનો જય અને સંસ્કૃતિનો પરાજય થતો દેખાય છે. વિજય પામતી દાનવી શક્તિઓ આગળ માનવશ્રદ્ધા ડગતી જાય છે.

વિશ્વયુદ્ધમાંથી ઉદ્ભવેલી પણ તેમાં તદ્દન નવો જ સૂર પૂરતી પ્રખ્યાત અંગ્રેજી નવલકથાકાર 'નેવીલ શ્યૂટ'ની સુવિખ્યાત નવલકથા 'પાઇડ પાઇપર'ની આ ગુજરાતીમાં પ્રતિચ્છાયા છે.

જીવનને આરે ઉભેલો, યુદ્ધ સમયે સ્વદેશને નિરૂપયોગી મનાતો, એક વૃદ્ધ અંગ્રેજ—જેને આમાં 'બાપુ'ને નામે ઓળખાવ્યો છે તે—વિરામ ભોગવવા અને જીવનનો કારમો ઘા રૂઝાવવા ફ્રાન્સમાં આવેલા જ્યુરામાં જાય છે. ફ્રાન્સ અણધાર્યું યુદ્ધમાં ઘેરાઇ જાય છે અને વૃદ્ધ બાપુની સ્વદેશ પાછા પહોંચવાની મજલ શરૂ થાય છે. ગમે તેવા નવજુવાનને પણ ડરાવે એવી એ મજલમાં વૃદ્ધની જંજાળ એક પછી એક વધતી જાય છે. એ મજલમાં સંજોગાધીન અંગ્રેજ, ફ્રેન્ચ, ડચ, તથા યાહુદી બાળકો અને છેવટે એક જર્મન બાલિકાને પણ ફ્રાન્સના યુદ્ધ વાતાવરણમાંથી ઉગારી વિલાયત લઇ જઇ અમેરીકા

મોકલવાની જવાબદારી તે સ્વીકારે છે. આ મજલ માત્ર સાદી મજલમાંથી પરિવર્તન પામી એક મહાન કલ્યાણયાત્રા બની રહે છે. આ કલ્યાણયાત્રાનો મુખ્ય યાત્રી બાપુ જીવન-સંધ્યાએ નિરૂપયોગી મનાતી પોતાની જાતને ધન્ય કરી પોતાનું જીવન સફળ બનાવે છે એટલું જ નહિ પરંતુ ભિન્નભિન્ન પ્રજાઓના ઉગતા ભવિષ્યને પણ સંરક્ષે છે.

યુદ્ધમાં તો કંઇક અસંખ્ય બાળકો મરી ગયાં હશે, કંઇક સ્ત્રીઓ પુત્રહીન, પતિહીન બની રહી હશે તેમાં પાંચ છ બાળકો જીવ્યાં તો યે શું ને ન જીવ્યાં તો યે શું? બાપુએ ફક્ત આ બાળકોને જ વિશ્વયુદ્ધના તુમુલમાંથી નથી ઉગાર્યાં પણ આ દેશવિદેશનાં બાળકોને માતૃવાત્સલ્યથી પોતાની ગોદમાં લઈ, ઉગારી, માનવસંહારમાં જીવન સાર્થક માનતી, દ્વેષ અને નિષ્ઠુરતાની જ્વાળામાંથી વિશ્વયુદ્ધના પ્રચંડ પ્રવાહમાં તણાઈ જતી, માનવતાને ઉગારી છે.

અને નિકોલે—બાપુના મૃતપુત્રની પ્રણયસખી—જ્યુરાની ગિરિમાળાઓના બરફના ધવલ શિખરો પર જહૉન સાથે સરતી, પેરીસમાં યૌવનસહજતાથી જીવનના પૂરમાં તણાતી, જહૉનના મૃત્યુ પછીની વિષાદમૂર્તિ, નિકોલે, બાપુની સહયાત્રી બની રહી. જહૉનના અકાળ મૃત્યુ પછી એની શ્રદ્ધા જીવનમાંથી ઉડી ગઈ હતી. એને થતું હતું કે ઇશ્વરનું અસ્તિત્વ ઉડી ગયું છે અને એ નામની કોઈ વસ્તુ જ નથી પણ માનવતાની આ મૂર્તિને નિરખી તેના જીવનમાં પુનઃ શ્રદ્ધાદીપ પ્રગટે છે. આ યાત્રામાં બાપુની સાથીદાર બનવામાં એને પાછું પોતાનું જીવન હેતુમય લાગે છે ને જીવન સાર્થક જણાય છે.

જીવનવિખેર પામેલાં આ બાળકો અમેરીકા જાય છે. સુખ, શાંતિ અને સ્વાતંત્ર્યનું વાતાવરણ તેમની આજુબાજુ સર્જવવા પ્રયાસ થાય છે કે જેથી યુદ્ધકાલીન મનુષ્ય મનુષ્ય વચ્ચેના

દ્વેષનાં ભયંકર ચિત્રો તેમની સ્મૃતિમાંથી સદાયને માટે વીલીન થઇ જાય અને રંગ તથા જાતિના ભેદભાવ વિનાની એક અનોખી જ દુનિયાનાં સુપાત્ર નાગરીક તેઓ બની રહે

આ સર્વ વાંચતાં વાંચકની, મનુષ્યમાંથી અને મનુષ્યના ભાવિમાંથી ડગમગી ગયેલી, ઝાંખી થયેલી, શ્રદ્ધા—આજ વાર્તાના એક મુખ્ય પાત્ર નિકોલેની માફક—પુનઃ સ્થિર અને ચેતનવંતી બને છે.

આ સુંદર અંગ્રેજી પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ કરવા માટે પરવાનગી આપવા બદલ તેના અંગ્રેજી લેખક શ્રી. નેવીલ શુટની અને પ્રકાશક મેસર્સ એ. પી. વૉટ્ એન્ડ સનની આભારી છું.

તે ઉપરાંત ડૉ. હસમુખ સાંકળીયા તથા શ્રી. શાંતિલાલ તોલાટનો આ પુસ્તકના અનુવાદમાં અને શ્રી. નાગરદાસ પટેલનો એના પ્રકાશનમાં મદદ કરવા માટે આભાર માનું છું.

સામાન્ય વાંચકોને રસક્ષતિ થયા વગર કુમારકથા તરિકે રસમય નીવડે એ દૃષ્ટિથી મેં મૂળ પુસ્તકને ગુજરાતીમાં ઉતારતાં થોડું ટૂંકાવ્યું છે અને ભાષા પણ સરળ વાપરવા પ્રયાસ કર્યો છે. એજ હેતુસર આ મજલનો માર્ગ દર્શાવતો ફ્રાન્સનો નાનો નકશો પણ આ પુસ્તકમાં આપ્યો છે અને તેમાં ક્યાંથી ક્યાં સુધીની મુસાફરી શી રીતે કરી તે તેમજ ક્યાથી કોણ કોણ બાપુની સાથે થયું તે વિગતવાર દર્શાવ્યું છે.

ચંદ્રીવિલા
તેજપાલ રોડ
ગામદેવી : મુંબઈ ૭

કપિલા ઠાકોર

## પ્રકરણ પહેલું

ચારે તરફ હરિયાળી વનરાઇ અને ડોકિયાં કરતી ગિરિમાળાઓ વચ્ચે થઇ કલકલ નાદ કરતા વહેતા ઝરણાને કાંઠે એક વૃદ્ધ પુરૂષ બેઠો હતો. એના હાથમાં લાકડી હતી, એને છેડે કાંટો હતો. આ તરફનાં ઝરણાંઓમાં થતી એક જાતની સુંદર માછલી પકડવાનો એને ભારે શોખ હતો.

એના હાથમાંથી લાકડી સરી જતી હતી. એની નજર આગળ પૂર્વજીવનની સ્મૃતિઓ તરી આવતી હતી અને તેને પરિણામે એના હાથમાંની પકડ ઢીલી થઈ જતી હતી. જુવાનીમાં આ રીતે માછલી પકડવામાં એને ભારે આનંદ આવતો હતો. અત્યારે તો એ એનું દુઃખ વિસારે પાડવામાં મદદરૂપ બને એટલી જ એની આકાંક્ષા હતી.

એ વૃદ્ધ પુરૂષની ઉંમર સીત્તેર વર્ષ વટાવી ગઇ હતી. પોતાનો જીવન વ્યવસાય સંકેલી તેઓ નિવૃત્તિ ગાળવા શહેરની ધમાલથી દૂર જઇને વસ્યા હતા અને ત્યાં પોતાનો નાનો બંગલો બંધાવ્યો હતો. બંગલાની આજુબાજુ નાનો પણ મઝાનો

બગીચો બનાવ્યો હતો અને તેમાં જુદા જુદા સુંદર ફૂલછોડ ઉછેર્યાં હતા. તેઓ એની કાળજીભરી સંભાળ રાખતા.

એમનું નામ 'હાવર્ડ' હતું અને નામચીન સોલીસીટર તરિકે તેઓ ખૂબ જાણીતા હતા. આપણે એમને 'બાપુ' ને નામે ઓળખીશું તો તે વધુ સુસંગત થશે.

બાપુને માછલી પકડવાનો અજબ શોખ હતો. તેઓ દરિયા કિનારે અથવા નદી કાંઠે કે કોઇ તળાવ કે સરોવરને તીરે નવરાશના દિવસો એ શોખ પાછળ વીતાવતા.

કોઇ કોઇ વખત આ રીતે ઈંગ્લેન્ડમાં કંટાળો આવે તો તેઓ ફ્રાન્સમાં જતા અને ખાસ કરીને ફ્રાન્સ અને સ્વીટ્ઝર્લૅન્ડ વચ્ચેની ગિરિમાળાઓના પ્રદેશમાં પહોંચી જતા અને ત્યાંનાં ઝરણાંઓમાં થતી એક જાતની અતિ સુંદર માછલીને પકડવાની મોજ માણતા. એમના જીવનનો એ અનેરો આનંદ હતો અને એ આનંદ માણવા એ એકલા જ જતા ન હતા પણ પોતાની સાથે પોતાનાં બેઉ બાળકોને પણ અવારનવાર લઈ જતા.

ગિરિમાળાનો પ્રદેશ એની ખુશનુમા અને આલ્હાદક હવા માટે પ્રખ્યાત છે. ત્યાંના થોડા દિવસના નિવાસમાં જ બાપુની અને એમનાં બેઉ બાળકો, 'જહોન' અને 'ઍનીડ'ની તબિયતમાં ભારે તાજગી આવતી.

વર્ષોના વહેવા સાથે બાપુની ઉંમર વધતી ગઇ અને જહોન ને ઍનીડ મોટાં થયાં.

વિશ્વયુદ્ધ આવ્યું તે પહેલાં ઍનીડ અમેરિકાના એક ધનાઢ્ય ગૃહસ્થ સાથે પરણી ગઇ હતી. બાપુ પણ એને ત્યાં અમેરિકા જઇ આવ્યા હતા અને દીકરી સુખી છે તે જોઇને એમને સંતોષ થયો હતો.

થોડા વખત પછી ઍનીડ એમને ત્યાં આવી હતી. એ

 

અને એનો નાનો દીકરો 'માર્ટિન' બેઉ આવ્યાં હતાં. ધણી-ધણિયાણી વચ્ચે કાંઈક ખટરાગ થયો હતો પણ બાપુની પક્કી માન્યતા હતી કે એમાં ઍનીડનો પોતાનો જ વાંક હતો.

લડાઈ આવી ને 'કોસ્ટેલો'–ઍનીડના ધણીએ એને આગ્રહ કરીને બોલાવી લીધી. બેઉ વચ્ચે સમજૂતી થઈ ગઈ અને માદીકરો અમેરિકા ગયાં.

જ્હોન યુવાન હતો અને લડાઈ જાગી એટલે યુવકો એમાં જોડાતા હતા, કોઈ નૌકાદળમાં, કોઈ હવાઈદળમાં તો કોઈ સૈનિક તરિકે. જ્હોન પણ હવાઈદળમાં જોડાયો અને થોડા વખતમાં જ એ હવાઈ યુદ્ધમાં લડતાં લડતાં મરાયો.

તે પછી ઍનીડ અને કોસ્ટેલોએ બાપુને અમેરિકા આવવા માટે સમજાવવા લાંબા લાંબા તાર કર્યા ને આગ્રહભરી વિનંતિ કરી પણ બાપુએ નાની ના જ પાડી.

'જ્યારે દેશ ઉપર લડાઈનાં વાદળ ઘેરાતાં હોય ત્યારે એને છોડીને દૂર દૂર કેમ જવાય?' એ એક જ વિચાર એમને આવતો અને એમનો દેશપ્રેમ અને રાષ્ટ્રીયતાની ભાવના ઉછળી આવતાં.

પુત્ર ગયો, પુત્રી વિદેશ ગઈ એટલે બાપુ એકલા અટૂલા બની ગયા. લડાઈએ બાપુનું જીવન વેરવિખેર કરી નાખ્યું.

એમને એમ થતું હતું કે દેશ માટે હું શું કરું? કઈ રીતે દેશને મારી સેવા અર્પણ કરું? આ રીતે લડાઈ દેશ આખાને આવરી લે ને મારાથી નિવૃત્ત થઈને કેમ બેસી રહેવાય?

પણ કરવું શું તે યે એક સવાલ હતો. આ ઉંમરે એમનાથી લડવા જવાય એમ ન હતું. એમણે હવાઈ હુમલા વખતે સંરક્ષક બનવા માટે અરજી કરી તેનો એમને જવાબ મળ્યો કે 'આપ વૃદ્ધ થયા છો એટલે આપનાથી એ કામનો બોજો

ઉઠાવી શકાશે નહિ.'

ઘવાયેલાંઓની સારવાર માટે અરજી કરી તેનો પણ એવો જ જવાબ આવ્યો.

બાપુને ભારે દુઃખ થયું. 'દેશ ઉપર આફત છે તો પણ મારી સેવા કામ આવતી નથી! હું કશાજ કામનો નથી!'

એ કંટાળ્યા અને પોતાનું દુઃખ વિસારે પાડવા એમને ફ્રાન્સની ગિરિમાળાઓ સાંભરી. હજી ગયે વર્ષે જ એ પોતાના પુત્ર જ્હોન સાથે ત્યાં ગયા હતા અને વસંતઋતુના રમણિય દિવસો બાપ દીકરાએ ત્યાં 'જ્યુરા'માં ગાળ્યા હતા.

આજે એ પ્રિય પુત્ર નહતો પણ એની સ્મૃતિ તાજી હતી.

એમણે જ્યુરા જવાનો નિશ્ચય કર્યો અને અનેક મુશ્કેલીઓ વેઠી ત્યાં પહોંચી ગયા.

એમના જીવને કાંઇક આશાયેશ મળી પણ જીવનની પૂર્વ સ્મૃતિઓ સ્મરણ પટ પર વારેવારે તરી આવતી હતી અને એમને ખિન્ન બનાવતી હતી.



## પ્રકરણ બીજું

ઘેરી સાંજ હતી. સૂરજનાં તેજ ક્યારનાં ડૂબી ગયાં હતાં. એટલામાં એ છેવટે જ્યુરાની હોટેલ પાસે આવી પહોંચ્યા. યુદ્ધના દિવસમાં આમ ધારી જગ્યાએ આવવું એ ખુશ નશીબની વાત હતી.

સૌ એમની સામે વિસ્મિત દૃષ્ટિએ જોઇ રહ્યું.

પાસેના પહાડોની તાઝગી એમને લાગવા માંડી. ત્યાંના ગામડીઆઓમાં એમણે ભળવા માંડયું. ભાંગીતૂટી ફ્રેંચ ભાષામાં ત્યાંના ગામડીયાઓ સાથે એ વાતો કરી દિવસ પસાર કરતા હતા.

આવતાં વાર જ એમણે ત્યાંના બરફ પર નજર નાખી. બરફ પર સરરરર સરરરર સરતો જ્હોન, સાથે સાથે પેલી સોનેરી વાળવાળી જ્હોન સાથે રમતી આનંદે લ્હેરાતી બાળા 'નીક્રોલે' એમની આંખ આગળ તરી આવ્યાં.

એમને હોટેલમાં એક અંગ્રેજ સ્ત્રી દેખાઇ. એને જોતાં તો એ ચ્હીડાયા. સ્વજનોથી દૂર જવા તો એ આવ્યા હતા. પહેલાં પહેલાં તો એની સાથે એ બોલ્યા જ નહિ. તેનો પતિ પ્રબ

સંઘનો મંત્રી હતો અને સ્વીટ્ઝરલેંડના પાટનગર 'જીનીવા'માં રહેતો હતો.

ગયા મહાયુદ્ધ પછી ભવિષ્યમાં યુધ્ધને અશક્ય બનાવવા, અને પ્રજાપ્રજા વચ્ચેના વિકટ પ્રશ્નોનો સમાધાનીભર્યો ઉકેલ લાવવા આ સંસ્થા સ્થપાઈ હતી.

જીનીવા અહીંથી ૨૦–૨૫ માઇલ દૂર હતું જર્મનો સ્વીટ્ઝરલેંડ પર ચઢાઇ લાવશે એવું એ માનતો હતો એટલે ફ્રાન્સને વધારે સહીસલામત માની પોતાની પત્ની અને બે બાળકોને એણે અહીં રાખ્યાં હતાં. શની–રવિએ એ અત્રે આવતો ને એ બે દિવસ પોતાના કુટુંબ સાથે ગાળતો.

બાપુ લાંબો વખત આ લોકોથી અલિપ્ત ન રહી શક્યા. એ સ્રીનાં બન્ને બાળકો આકર્ષક હતાં. છોકરો આઠ વર્ષનો હતો અને છોકરી પાંચ વર્ષની હતી. છોકરાનું નામ 'રેનાલ્ડ' અને છોકરીનું 'શીલા' હતું. બન્ને જીનીવામાં જન્મ્યાં હતાં. એ ઇંગ્લીશ અને ફ્રેન્ચ ભાષા છૂટથી બોલી શકતાં હતાં.

એક દિવસ બન્ને બાળકો ઝાડ નીચે રમતાં હતાં. છોકરો મોટો એટલે એને મોઢે સીસોટી મારતાં આવડતી હતી. છોકરી ઘણા પ્રયાસ કરવા છતાં પણ સીસોટી વગાડી શકતી ન હતી. પાસે ફરતાં બાપુએ આ જોયું.

'ચાલ, હું તને સીસોટી બનાવી આપું છું.' કહી બાપુએ ઝાડ પરથી પાંદડું તોડી વીંટો વાળી સીસોટી બનાવી શીલાને આપી.

શીલાએ મોઢે મૂકી ને સીટી વાગી. છોકરાંઓના આનંદનો પાર ન રહ્યો.

'બાપુ, મને પણ ન બનાવી આપો ?'

'તને નક્કી કાલે બનાવી આપીશ પણ તને તો મોઢે

વગાડતાં આવડે છે.'

અને રસ્તામાં મળી ત્યારે બાળકોની માએ બાપુનો ઉપકાર માન્યો: 'તમારી તે દિવસની પીપોડીએ તો મારાં બાળકોને ગાંડાં બનાવી દીધાં છે. એ લોકોના આનંદનો પાર નથી.'

તે દિવસથી બાપુને ન ગમતું હોવા છતાં, આ મૈત્રી બંધાઈ.



## પ્રકરણ ત્રીજું

અહીંયાં 'સીડોટન'માં બેઠાં બેઠાં યુદ્ધ તેમને દૂર લાગતું હતુ. બધાં જ અહીંયાં યુદ્ધને દૂર માનતાં હતાં. બેલજીયમ અને હોલેન્ડ પરના જર્મન હુમલા વિષે તેમણે સાંભળ્યું. તેમને આઘાત તો થયો, પણ એમાં કાંઈ નવાઈ ન લાગી.

'ડંકર્ક' ખાલી કરવાની પહેલી ખબરો આવી ત્યારે તો એ માછલી પકડવા ગયા હતા. એમને એ સમાચાર નો'તા મળ્યા.

બીજે દિવસે જ્યારે વધારે નવાજૂની આવવા માંડી ત્યારે બાપ અસ્વસ્થ થયા. રેડીયો પાસે ચિંતાતુર બની છેલ્લા સમાચારો સાંભળ્યાં કર્યાં. બ્રીટીશ સૈન્યની વીરતાભરી પીછેહઠે એમને હલાવી મૂક્યા. મહીનાઓના શુન્યવત્ જીવન પછીથી આ પ્રથમ ઉર્મિ અનુભવી.

આ બધું છોડી હવે સ્વદેશ પહોંચવાને એમનું અંતર કૂદી રહ્યું. એ જાણતા હતા કે એ પોતે કોઈપણ રીતે મદદગાર નથી બની શકવાના છતાં પણ એમને માતૃભૂમિ પોકારી રહી.

તેજ દિવસે એમણે આ અંગ્રેજ સ્ત્રી સાથે અંતર ખોલીને

વાતો કરવા માંડી.

'જે રીતે બનાવો બની રહ્યા છે તેથી યુદ્ધનું સ્વરૂપ દિવસે દિવસે વધુ ને વધુ ભયાનક થતું જાય છે. આવા સંજોગોમાં માણસનું ખરૂં સ્થાન એના પોતાના સ્વદેશમાં જ હોય.'

અંગ્રેજ સ્ત્રીને આશ્ચર્ય થયું 'જર્મનો થોડા જ અહીં સુધી આવી શકવાના છે?' હસીને તેણે બાપુને સાંત્વન આપવા માંડયું.

'હા. તે તો ખરી વાત. હમણાં છે તેના કરતાં તો એ લોકો આગેકૂચ કરી શકવાના નથી. છતાં પણ હું તો ઇંગ્લેંડ જઇશ જ. કદાચ ત્યાં કંઈ ઉપયોગમાં પણ આવી શકું.'

આ વાતો ચાલી રહી હતી ત્યાં તો તે સ્ત્રીનો પતિ જીનીવાથી અણધાર્યો આવી પહોંચ્યો. એના મોઢા પર ખૂબ ચિંતા દેખાતી હતી.

જમ્યા પછી તે બાપુ પાસે આવ્યો.

'આપ સ્વદેશ જવા માંગો છો તે વાત ખરી છે?'

'હા, હવે મારે જવું જ છે.' બાપુએ કહ્યું.

'અમે માનીએ છીએ કે સ્વીટ્ઝરલેન્ડ પર જર્મનો હવે હૂમલો કરશે. જો એમ થાય તો મારે ત્યાં જ રહેવું જોઇએ. મારે ત્યાં ઘણું કામ છે.'

'જોખમ તો છે જ પણ હું અને મારી સ્ત્રી બન્ને માનીએ છીએ કે આવે વખતે તો મારે ત્યાંજ રહેવું જોઇએ

'એને પણ મારી સાથે આવવું છે. જીનીવામાં અમારે કાંઇક થાય તે પહેલાં યુધ્ધની મુશ્કેલીઓ વેઠવી પડશે. તેથી જ હું આપની પાસે આવ્યો છું.'

આ નાના દેખાતા માણસની હિંમત જોઇ બાપુને નવાઇ લાગી.

'અમારાં બે બાળકોની જ ચિંતામાં અમે છીએ. આપ સ્વદેશ જાઓ તો એમને લઇ જાઓ ખરા? ત્યાં 'ઓક્સફર્ડ'માં મારી બ્હેનને એ બન્નેને સોંપી દેવાનાં છે.'

અચકાતાં અચકાતાં ને માફી માગતાં માગતાં તેણે બાપુને કહ્યું:

'આપ ના પાડશો તો અમને જરાય માઠું નહિ લાગે.' બાપુ તો જોઇ જ રહ્યા.

'પણ ભલા માણસ, મારી ઉંમરની તમને કંઇ કલ્પના છે? હું તો ૭૦ વર્ષનો છું અને આ કટોકટીના સમયમાં આ કામ તો કોઇ જુવાનીયાનું છે.' બાપુએ જણાવ્યું.

'હા, પણ એવું અત્યારે કોઇ નથી. નહિ તો મારી સ્ત્રીને પોતાને જ તેમને લઇ જવાં પડે. અને તેને તો મારી સાથે જ આવવું છે. આપ સમજો છો કે લડાઇ પૂરી થતાં વર્ષો પણ વીતી જાય. તેથી તેને મારી સાથે જ રહેવું છે.'

'જો એમ જ હોય તો મારાથી બનતું બધું જ હું કરીશ. ૭૦ વર્ષ હું જીવ્યો છું, થોડાં વધુ અઠવાડિયાં જીવી જઇશ.'

'ત્યારે આપ લઇ જ જશોને?'

'હા, હું નક્કી લઇ જઇશ. જો તમારે એમ જ હોય તો.'

ઉપકારવશ નયને બાપુ પાસે ગળગળાં થઇ આ અંગ્રેજ દંપતીએ એમનો આભાર માન્યો.

'કેમ છોકરાંઓ! મારી સાથે માશીને ત્યાં આવવું છે ને!'

'હા, હા, જરૂર. ત્યાં આગગાડી ને સીસોટી હશે ને?'

'હા, હા, મજા પડશે. અમે આવશું. આગગાડીમાં જ ખાવાનુ ને આગગાડીમાં જ પીવાનું ને આગગાડીમાં જ સુવાનું ને' શીલાએ પૂછ્યું.

'હા.'

છોકરાઓને મન તો એક મોટી નવાઇની વાત બની ગઇ. સહેલ કરવા જતાં હોય તેમ બાળકો ખુશખુશ થઇ ગયાં.



## પ્રકરણ ચોથું

બે દિવસ પછી તો છોકરાંઓ આ વૃદ્ધ સાથે નીકળી પડ્યાં. આગગાડીના છુકછુકે એમને થોડીવાર તો નવાઈ પમાડી. પછી તો બાપડાં કંટાળવા માંડ્યાં. બાપુએ એની તૈયારી કરી રાખી હતી. એમની માએ આપેલી રમતો એકેક પછી તેમણે કાઢવા માંડી.

થોડીવાર પછી ભાથું છોડી ખાવા માંડ્યું. ખાઈને શીલા તો ઊંઘી ગઈ. રેનીએ બારી પાસે ઉભાં ઉભાં એક ફ્રેન્ચ ગીત લલકારવા માંડ્યું, એટલામાં તો ગાડી બદલવાનો વખત થયો.

બાપુએ શીલાને ઉઠાડી. કાચી ઊંઘમાંથી ઉઠેલી શીલાએ રડવા માંડ્યું. સ્ટેશન પર મજૂર ન મળે. બાપુએ પહેલાં બાળકોને ઉતાર્યાં; પછી સામાન ઉતાર્યો; પછી બીજી ગાડીની તપાસ કરવા માંડી.

ખબર કાઢતાં માલુમ પડ્યું કે સ્વીટ્ઝરલેન્ડથી તો કોઈ પણ ગાડી આવનાર જ નથી. પહેલાં તો એ હબકાઈ ગયા.

ત્યારે 'પૅરીસ' કેમ જવાશે! આ તો ભારે ચિંતા.

'ડીએન'ની એક નાની ગાડી આવવાની હતી. છેલ્લા બે કલાકથી એની રાહ જોઇ બધાં બેસી રહ્યાં હતાં.

'ડીએન' જવાની ગાડી એક કલાક અને ચાળીસ મીનીટે આવી. ત્યાં સુધીમાં તો બાળકોને બેલાવતાં એમની ધીરજ ખૂટવા માંડી હતી.

આગગાડી આવી. મહામુશીબતે જગ્યા મેળવી. શીલાને ખોળામાં બેસાડી અને રેનીને બારી પાસે ઉભો રાખ્યો.

થોડી વાર પછી તેમની સામે બેઠેલી એક જાડી સ્ત્રી બોલી:

'તમારી છોકરીને તાવ આવ્યો છે. ખરૂં ને?'

'ના, ના, એ તો ફક્ત થાકીજ ગઇ છે.' બાપુએ ના તો પાડી પણ એમના દિલમાં ધ્રાસ્કો પેઠો.

ડોળા કાઢતાં તે સ્ત્રીએ કહ્યું:

'આવાં માંદાં છોકરાંને લઇને તે આગગાડીમાં આવાતું હશે? એની ચામડી તો જુવો; લાલ ધમક દેખાય છે, કોણ જાણે ઓરી, અછબડા, કાળો તાવ કે શુંયે હશે! બીજાંનો જરાયે વિચાર કર્યો છે?'

આગગાડીના બીજા ઉતારૂએ પણ બબડવા માંડ્યા:

'અજબ હિંમત છે; આવું અણઘડ કામ કરાતું હશે!'

'પણ બાઇ, હું તમારી મદદ માગું છું. આ બાળકો કંઇ મારાં નથી. એ તમારા જેવાનાં છે. હું એમને વિલાયત પહોંચાડવા માગું છું. તમે એની મા હતે તો શું કરતે?' બાપુએ પૂછ્યું.

'ના રે! હું શું એમાં સલાહ આપું! હું કંઈ આમાં કહી શકું એમ નથી.' પેલી બાઇ ખભા ઉછાળી બોલી.

'આટલી ઉંમરનાં બાળકો તો મા પાસે જ સારાં. આટલી

ગરમીમાં આવાં કુમળાં બાળકોથી તે મુસાફરી થતી હશે?'

બાપુને આના સત્યનું ભાન થયું પણ લાચારીથી તે બધું સહન કરી લીધું.

'બાઇ, તમે જો આ તાવ ચેપી ધારતાં હો તો હું આવતે સ્ટેશને ઉતરી જઉં.'

'ના, ના, એઉં કંઇ દાણા દેખાતા હોય તો' કહી શીલાને પાસે ખેંચી કપડાં ઉંચા કરી તેણે તપાસી.

પછી તો બાપુને દરેક સ્ત્રીએ બાલઉછેરના શાસ્ત્ર પર શીખામણો આપવા માંડી.

ડીજોન આવ્યું. ત્યાં તો તસુભાર જગ્યા હતી નહિં. બધે જ સૈનિકો ને સૈનિકો. મહામહેનતે બાળકોને અને સામાનને ડોસાએ સ્ટેશન પર ઉતાર્યાં.

એક હાથમાં શીલા, બીજા હાથની આંગળીએ રોની, પછી સામાન કેમ લઇ જવાય? સામાન સ્ટેશનપર ખૂણામાં મૂકી શહેરમાં જવા માંડયું.

હોટલમાં યે જગ્યા જ નહિ. બધીજ સૈનિકોથી ભરાઇ ગઇ હતી.

એક હોટલની સંચાલક બાઇને તેમણે વિનવણી કરી: 'બાઇ! મારી સાથે બે છોકરાં છે. એક તો માંદુ છે. કંઇક તો સગવડ કરો.'

આ દયાળુ બાઇએ એક સૈનિકને બીજી ઓરડીમાં મોકલી આખરે આ ત્રણને માટે એક ઓરડી કાઢી આપી.

✩

## પ્રકરણ પાંચમુ

એ બાઇને શીલાની સોંપણી કરી બાપુ ડૅાકટરની શોધમાં ગયા. મુશ્કેલીથી લશ્કરી છાવણીનો એક ડૅાકટર મળ્યો. તેણે શીલાને તપાસી આશ્વાસન આપ્યું:

'સાદો જ તાવ છે. બે ત્રણ દિવસ આરામ આપશો ને હલકો ખોરાક આપશો તો મટી જશે. કેમ વિલાયત જાવ છો?' ડૅાકટરે પૂછ્યું.

'હા, પૅરીસ તથા 'સૅન્ટ મૅલો' થઈ વિલાયત જઇશ.'

'સૅન્ટ મૅલો જવું સલાહભર્યું નથી; યુદ્ધની સરહદની તે બહુ જ પાસે છે તેના કરતાં બેહએ તો તમારે 'બ્રેસ્ટ' જવુ પડશે. બ્રેસ્ટથી વિલાયત જવા માટે હંમેશ જહાજ મળી રહે છે.'

'સર્વે સમાચારો અનિષ્ટ આવતા જાય છે' બાપુએ કહ્યું.

'ખરી વાત છે. આ યુદ્ધની બધી જ ખબરો ખરાબ છે. ફ્રાન્સનું કમનશીબ કે તે વિલાયત સાથે લડાઇમાં ઘસડાયું.'

બાપુ નીચે ગયા. બાળકો માટે દૂધ બીસ્કીટ અને કેક લઇ આવ્યા. રોની બારીએ ઉભો હતો.

'બાપુ, હું મોટરો અને સૈનિકો જોવા નીચે જાઉં ?'

'ના, હવે મોડું થયું છે. સૂઇ જાવ.'

'પણ મારો પાયજામો ક્યાં છે ?'

'તું હમણાં સૂઇ જા. હું સ્ટેશન પરથી લઇ આવીશ.'

'પણ કાલ સવારે તો હું તોપો જોવા જાઉં ને ?' ફરીથી રોનીએ પૂછ્યું.

બાપુ સ્ટેશને ગયા. બધો સામાન હતો પણ કપડાંની જ પેટી ગૂમ થઇ ગઇ હતી.

પડશે તેવા દેવાશે. કહી તે પાછા હોટેલમાં આવ્યા.

બાળકો ઊંઘી ગયાં હતાં. બાપુએ આરામ ખુરશી પર આવતી કાલની ચિંતા કરતાં લંબાવ્યું.

સવારે બાઇ આવી.

'મારે જરા થોડો વખત બહાર જવું પડશે. રોનીને તો હું સાથે જ લઇ જઇશ પણ શીલાને તમે જોશો ને ?'

'તમે ચિંતા ન કરતા. હું મારી 'રોઝ'ને અહીં મોકલીશ. એ એની સાથે રમશે.'

એ સ્ત્રીએ પોતાના કુટુમ્બનો ઇતિહાસ જણાવ્યો.

તેનો ભાઇ વિલાયતમાં બટલરનું કામ કરતો હતો. એ ભાઇની પુત્રી રોઝ એની પોતાની સાથે રહેતી હતી. રોઝ આઠ વર્ષની હતી.

રોનીને લઇને બાપુ બજારમાં ગયા. રસ્તામાં રોનીએ ધરાઇ ધરાઇને બંદૂકો, તોપો ને બખ્તરગાડીઓ જોઇ. પછી બાપુએ તેને માટે તૈયાર વસ્ત્રો વેચાતાં લીધાં. થોડી મીઠાઇ અને વાર્તાની ચોપડીઓ પણ લીધી.

હોટલમાં પેઠા ન પેઠા ત્યાં તો બાઇ સામી મળી. 'આપ સાહેબ ક્યારે જવા ધારો છો ?'

'કેમ ? આ છોકરી સારી થાય કે તરત જ.'

'મારું કમનશીબ. આવતી કાલે સ્ટેશનવાળાઓ આ હોટેલ લઇ લેવાના છે. પૅરીસથી બધા અફસરો આવવાના છે.'

'કેમ ! પૅરીસથી ઑફીસો ખાલી થાય છે !'

'હું તો મને કહ્યું તે જાણું, મારે હોટલ ખાલી કરવાની છે.'

'મને જવા મોટર મળે ખરી ?' બાપુએ પૂછ્યું. એમને વિચાર આવ્યો કે મોટર મળે તો પૅરીસ ગયા વિના એ સીધા જ દરિયા કિનારે જાય.

મોટરની શોધમાં તે નીકળ્યા. ગામમાં ખબર પડી કે મોટર તો મળે પણ પેટ્રોલ જ ક્યાં હતું ? અને કયો સાહસિક હાંકનાર એને લઇ જાય !

જર્મનોએ 'શીન' અને 'માર્ન' ઓળંગ્યા હતાં. કાલે તેઓ ક્યાં સુધી નહિ વધે તે કોણ જાણતું હતું !

'તમારે વિલાયત જવું જ હોય તો જલદીથી ટ્રેનમાં જાવ.' એક માણસે સલાહ આપી.

વાત ખરી હતી. વાતો તો બહુ વધી પડી હતી. એ તરત જ નીકળી જાય તો સેન્ટ મૅલો જઇ ઇંગ્લંડ પહોંચી જવાય એમ હતું. ૩૬ કલાક પણ મોડું થાય તો 'કેલે' અને 'બુલોં'ની માફક સેંટ મૅલો પણ લશ્કરના ધસારામાં સપડાઇ જાય. પૅરીસથી કચેરીઓ ખસેડવાની આ વાત એમને પસંદ પડી નહોતી.

પણ હમણાં તો કેમ જ જવાય ? શીલાને શરદી લાગે–ન્યુમોનિયા થાય તો શું ?

હોટેલમાથી છોકરાઓનાં માબાપને જ્યુરા ટેલીફોન કરવા પ્રયાસ કર્યો. ત્યાંથી તો તે બે દિવસ પહેલાં જીનીવા જવા નીકળી ગયાં હતાં. જીનીવા ટેલીફોન કરવા પ્રયાસ કર્યો પણ ત્યાંનો બધોજ ટેલીફોન વહેવાર બંધ કરી દેવામાં આવ્યો હતો.

હવે તો એજ આ બાળકોના બેલી રહ્યા હતા.

અનિશ્ચિત ભવિષ્ય એમની સામે ડોળા કાઢી રહ્યું. સ્વદેશ કેમ જવાશે? આ બાળકોનું શું થશે?

એ હોટેલમાં આવ્યા એટલે પેલી સ્ત્રીએ પૂછ્યું: 'કેમ મોટરની વ્યવસ્થા થઇ ખરી?'

'ના, પરમ દિવસ સુધી હું અહીં રહીશ. શીલા સારી થશે એટલે હું ટ્રેનમાં જઇશ.'

'બીજી એક વાત,' બાપુએ કહ્યું. 'હું અમારા ત્રણ વચ્ચે એક નાની બૅગ જ લઇ જઇશ કે જેથી એ સહેલાઇથી ઉંચકી લઇ જઇ શકાય. હું આ મારા માછલીના કાંટા મૂકી જાઉં તો તે રાખશોને? હું ફરી કોઇવાર આવીશ ત્યારે લઇ જઇશ.'

થોડીવાર પછી પાછી દાદરા પાસે એને બાઇ મળી. 'આપને માટે આજે નીચે પથારી કરાવી છે. આરામ ખુરસી પર તો તમારાં હાડકાં રહી જાય માટે.'

બાપુએ ઉપકારવશ આંખે એના સામું જોયું.

એની આંખો રડવાથી સુઝેલી હતી.

'કેમ છોકરાંઓએ તને આજે તેને બહુ પજવી છે?' બાપુએ પૂછ્યું.

'ના. એ તો બિચારાં બહુજ વહાલસોયાં છે. પણ મને જ આજે રજા આપવામાં આવી છે. આવતી કાલથી જ.'

'પણ શાથી?' બાપુએ પૂછ્યું.

'આપને ખબર તો છે જ. આવતી કાલથી હોટેલ તો બંધ થઇ જવાની છે. અહીં રેલ્વેની કચેરી થવાની છે'

ડુસકે ડુસકે રડતાં તેણે આગળ ચલાવ્યું. 'અમને બધાંને જ રજા આપી છે. મારૂં અને આ રોઝનું શું?'

'ચિંતા ન કર; બીજું કોઇ કામ મળી રહેશે' બાપુએ કહ્યું.

તેણે નિસાસો મૂક્યો.

'આ બધી જ હોટેલો બંધ થશે તો શેના પર જીવશું?'

'પણ તમારાં કોઇ સગાં તો હશે જ ને?'

'હા, મારો ભાઇ છે પણ એ તો વિલાયતમાં છે.'

બીજે દિવસે તો હોટેલ ખાલી કરવાની ધમાલ શરૂ થઇ. હવે બાપુથી અહીં વધારે રહેવાય એમ ન હતું. બધી જ ખરાબ ખબરો આવે જતી હતી. લોકોનાં નાનાં ટોળાં રસ્તામાં ભેગાં થતાં હતાં અને બધાં જ ઉદાસીનતાથી વાતો કરતાં હતાં.

શીલાને રોઝને સોંપી એ આગગાડીની ખબર કાઢવા ગયા. સાથે રેનીને લઇને ગયા.

રોઝ કાળા બાલવાળી શરમાળ બાલિકા હતી. એનામાં માતૃવાત્સલ્ય વહેલું પ્રકટ્યું હતું. ઘણી વાર એ રેનીને ને શીલાને રમાડતી. એમને રૂમાલનું સસલું બનાવી આપતી. રૂમાલમાંથી ઉંદર બનાવી આપતી. એને કવિતા આવડતી. જાનવરોના અવાજ પણ કાઢી શકતી. આથી આ બાળકોને બહુ જ ફાવી ગયું હતું.

સ્ટેશન પર બાપુને ખબર પડી કે આગગાડીઓ તદ્દન અનિશ્ચિત આવે છે ને જાય છે. ત્રણ ચાર કલાકે કોઇ ગાડી જાય છે. પૅરીસથી સેન્ટ મૅલો સુધી આગગાડીનો વ્યવહાર ચાલુ છે.

ઘેર આવતાં પેલી સ્ત્રી એમને પાછી દાદર પર મળી. તે ઉભી રહી. બોલતાં બોલતાં અચકાતી હતી.

'કેમ આપ કાલે જાઓ છો?'

'હા, હવે તો મારો છૂટકોજ નથી.'

'શીલાને પહેલાં કરતાં ઠીક છે.' પેલી બાઇએ એટલું કહીને મોઢું ફેરવી દીધું અને નીચું જોતાં જોતાં પૂછ્યું:

'આપ રોઝને વિલાયત ન લઇ જઇ શકો? મારી તો પૂછતાં જીભ નથી ઉપડતી, છતાં પૂછવું પડે છે. આપ લઇ જાવ ખરા?'

બાપુ તદ્દન અવાક્ બની ગયા. એને શું કહેવું તેની સુઝ ન પડી.

'મારી પાસે પૈસા છે અને રોઝ એવી સરસ છોકરી છે કે તમને બિલકુલ તકલીફ નહી આપે'

બાપુને ના પાડવાનુ તો ઘણું મન થયું. ભલા થવાનું મન મારી નાખવાના એમણે ઘણા પ્રયાસ કર્યા પણ છેવટે માનવતા જીતી હોય તેમ પેલી બાઇનાં આંસુએ એમના આર્દ્રહૃદયને સ્પર્શ્યું.

'પણ તું એને શા માટે વિલાયત મોકલવા માગે છે? અહીં કંઇ લડાઇ આવવાની જ નથી.'

પોતાના લુગડાના છેડાવતી આંસુ લૂછતાં તે બોલી: 'એનો બાપ વિલાયતમાં છે. અહીં અમારૂં શું થશે એ કોઇ જાણતું નથી. મને સતત એમ લાગ્યા કરે છે વિલાયતમાં તે સહીસલામત રહેશે.'

'હું તને વિચાર કરીને કહીશ.' પ્રેમળતાથી બાપુએ કહ્યું.

બપોરે બાળકોને રોઝને સોંપી એ બહાર વિચાર કરવા ગયા. રોઝને લઇ જવી કે નહિ? રોઝ છોકરી તો સારી હતી. પણ હવે તો એ એક પણ બલા વધારે વ્હોરવા માગતા ન હતા. પોતે સંકટમાં હતા તેમાં વધારે સંકટ વેઠવા એમનું અંતર ના પાડતું હતું.

ફ્રાન્સમાં જર્મનો આગળ વધ્યા જતા હતા. હવે કોઇને ભરમ ન હતો. જરા ઢીલ થાય કે ગફલત થાય તો આ દુશ્મનના ધસારામાં એ સપડાઇ જાય. એ પોતે અંગ્રેજ હતા.

એટલે નક્કી જ નજરકેદ કરે. અને આ ઉમરે નજરકેદ એટલે મૃત્યુના મોઢામાંજ જવા જેવું હતું.

પાછો એમને વિચાર આવ્યો. ફ્રાન્સના લોકો માટે ભયંકર વખત આવતો હતો. જર્મનો આવ્યા એટલે ભૂખમરો, લૂટફાટ અને કાપાકાપી થવાની. ત્યાં આ પારકાં બે બાળકોનું શું ? કોઇ પણ હિસાબે એમને લઇને ભાગી જ જવું જોઇએ.

પાછો એમને વિચાર આવ્યો. રોઝનું અહીંયાં શું થશે ? રોઝે શોલાને રાખી છે. એને ના પાડવી એનાથી વધારે ઘાતકી શું ?

અંતે રોઝને લઇજ જવાનું નક્કી કર્યું. ઘેર આવી બાઇને કહ્યું:

'રોઝને તૈયાર કરજે. કાલે સવારના સાત વાગતે અમે નીકળીશું.'



## પ્રકરણ છઠ્ઠું

આખી રાત બાપુને ઊંઘ જ ન આવી. પ્રવાસની યોજનાઓ તેમણે મનમાં ઘડ્યા કરી. પૅરીસ તો પહોંચાશે પણ પછી ત્યાંથી સેન્ટ મૅલો કેમ જવાશે? અને સેન્ટ મૅલોથી વિલાયત જવા જહાજ મળી રહેશે? પૅરીસને ઘેરો ઘાલવાની વાતો આવતી હતી. ૧૮૭૦માં ઘેરો ઘલાયો હતો પણ પૅરીસ પડ્યું ન હતું. આ વખત તે ઘેરો સહન કરી શકશે? આ સંજોગોમાં ત્રણ બાળકોને લઈને પૅરીસ જવું સલાહકારક હતું? પૅરીસ જતાં પહેલાં બધી જ ખબર કાઢવી જોઈએ

સવારના વહેલા ઉઠી જવાની તૈયારી કરવા માંડી. સ્ટેશન પર પહોંચ્યા ત્યાં તો બધેજ ગભરાટ દેખાયો. આગગાડી ક્યારે આવશે એની કોઈને ખબર નહોતી. આટલા સૈનીકોની ધમાલમાં જગ્યા મળશે કે નહિ તે પણ કહેવાતું નહોતું.

ટીકીટ ઑફીસમાંથી ટીકીટ લેવા બાપુ ગયા પણ ત્યાં કોઈ ન મળે. 'ટીકીટ લેવાની જરૂર જ નથી કોઈએ પણ.'

'કેમ કદાચ આગગાડીમાં પૈસા લેવામાં આવતા હશે?'

બાપુએ પૂછ્યું.

'કદાચ!' બીજાએ હસીને જવાબ આપ્યો.

પૅરીસ તરફ જવાના સ્ટેશન પર બાળકોને તે લઇ ગયા. ત્યાનું પ્લૅટફૉર્મ પણ ખાલી હતું. બધાં ઉંધી જ દિશામાં જતાં હતાં.

દોઢ કલાક પછી સવારના ૮–૩૦ વાગતે ગાડી આવી. ગાડી તદ્દન ખાલી હતી. એમને નવાઇ લાગી. છોકરાંઓએ ગાડીની બેઠક પર ચઢવા ઉતરવા માંડ્યું.

ગાડી ધીમી ધીમી ચાલે અને સ્ટેશને સ્ટેશને ઉભી રહે. કોઇક વાર તો સ્ટેશન વગર પણ ઊભી રહે. વૃદ્ધને આ પસંદ ન પડ્યું. કંઇ અશુભની આગાહી થતી લાગી.

એક સ્ટેશન આવ્યું અને ગાડી ઉભી રહી. થોડી વાર પછી એક માણસ આવ્યો અને બાપુને આવીને કહ્યું:

'ઉતરી જાવ, ગાડી આગળ જવાની નથી.'

બાપુએ બીતાં બીતાં પૂછ્યું: 'પણ આ ગાડી તો પૅરીસ જવાની છે ને?'

'ગમે તેમ હોય પણ ગાડી આગળ જવાની નથી.'

બાપુ ઉતર્યા ને છોકરાંઓને ઉતાર્યાં. સીધાંજ તે સ્ટેશન માસ્તરની ઓફીસમાં ગયાં. ત્યાં એક અફસર બેઠો હતો. બાપુના પ્રશ્નોનો તડ ને ફડ એણે જવાબ આપ્યો:

'આ ગાડી પૅરીસ જવાની નથી તેમજ હવે પછી કોઇપણ બીજી ગાડી અહીંથી પૅરીસ જશે નહિ.'

'નહિ જવાનું કારણ પણ ખાનગી રાખવાનું છે. પૅરીસ ગાડી જશે નહિ એ વાત તો ચોક્કસ.'

બાપુ સમજી ગયા. 'મારે આ બાળકોને લઇ સેન્ટ મૅલો થઇ વિલાયત જવું છે. તમે શું સલાહ આપો છો?'

પેલો જુવાન અફસર તો અવાક્ થઈને જોઈ જ રહ્યો. એના માનવામાં પણ નહોતું આવતું.

'સેન્ટ મૅલો જવું કંઈ સહેલું નથી.' થોડી વાર વિચાર કરી તેણે કહ્યું. 'ચારટરીસથી ત્યાં જવા તમને આગગાડી મળશે અને અહિંથી કલાક રહીને મૉન્ટેર્જીસ જવાની બસ મળશે. મૉન્ટેર્જીસ થઈ તમે ચારટરીસ જજો.'

બીજાં માણસો પાછળ ઉભાં હતાં, એટલે બાપુને ખસી જવું પડયું. મૉન્ટેર્જીસ ગયા સિવાય છૂટકો નહોતો. બધાં સારાં વાનાં થાય તો રાતના તે ચારટરીસ પહોંચી શકે. ત્યાંથી કાલે સવારના સેન્ટ મૅલો, અને ત્યાંથી વહાણમાં થઈ ઇંગ્લંડ જવાશે—સ્વદેશ પહોંચાશે.

બસના મથક પર તે જઈ પહોંચ્યા અને બાળકોને લઈ બસમાં બેસી ગયા. દસ મિનીટ મોડા પડ્યા હોત તો બસમાં જગ્યા જ ન મળત. થોડા વખતમાં તો બસ ખીચોખીચ ભરાઈ ગઈ. શ્વાસ પણ પૂરો ન લેવાય એવું થઈ રહ્યું.

એ ઇંગ્લીશ બાળકો ઠીક રહ્યાં પણ રોઝ તો ફીક્કી પડી ગઈ. બસ ચાલવા માંડી અને રોઝને ચક્કર આવ્યાં. થોડીવારમાં તેણે બસમાંથી ઉલટી પણ કરી.

બાપુ આ જોઈ જરા અકળાઈ ગયા અને સુગાઈ ગયા. પણ સીત્તેર વર્ષના લાંબા જીવનની લીલી સુકીએ એમને અખૂટ ધીરજના પાઠો શીખવ્યા હતા. તે જાણતા હતા કે એમાં રોઝ શું કરે? રોઝે ડુસકે ડુસકે રડવા માંડયું.

બાપુએ રૂમાલ કાઢયો. એનાથી મોઢું લુછી નાખ્યું અને રોઝને છાની રાખી.

અડધે પહોંચ્યા ત્યાં તો બસવાળાએ બસને રસ્તાને છેડે લઈ એકાએક ઉભી કરી. હાંકનારે બધાંને ઉતરી જવા કહ્યું.

બાપુને જરા નિરાંત થઇ. તાપમાં બે કલાક બેસી અકડાયા હતા તે બધાંને જરા પગછૂટ થશે, એમ માન્યું.

પાછળ આડીમાં જઇ છોકરાંઓને ખવડાવી લીધું.

રસ્તો સીધોજ પશ્ચિમ તરફ જતો હતો. હાથ ગાડીઓ ગાડીઓ, મોટરો, ઘોડા ગાડીઓ, ગાડાં ને બાબાગાડીઓ બધાંથી રસ્તો ગીચોગીચ ભરાયલો હતો. બધાં ય એકજ દિશામાં જઇ રહ્યાં હતાં. વજનથી નમી જાય એટલાં તે લાદેલાં હતાં. જાણે આખો દેશ ભાગવા માંડ્યો હોય તેવું તે દેખાતું હતું. આખું ગામ હીજરત કરી જતું હોય તેવો આભાસ થતો હતો.

ત્યાં તો રોઝને એરોપ્લેનનો અવાજ સંભળાયો.

'મને પણ સંભળાય છે.' રોનીએ કહ્યું.

બાપુએ કાન માંડવા પ્રયાસ કર્યો પણ ઘરડા કાને તે બાળકો જેટલી ઝડપથી ન સંભળાયો.

'કઇ બાજુથી અવાજ આવે છે.' એમણે પૂછ્યું. એમના અંતરમાં તો ફાળ પડી હતી.

બાળકોએ આકાશ તરફ જોવા માંડ્યું. રોઝે આકાશ તરફ આંગળી કરી અને એરોપ્લેનની દિશા બતાવી.

રોનીએ હરખાતાં હરખાતાં કહ્યું: 'આપણી જ તરફ આવે છે. આપણે પાસેથી જોઇ શકીશું ખરાં ?'

બાળકો આંગળી કરતાં હતાં તે બાજુ બાપુએ જોવા માંડ્યું.

તેમને તે દેખાયાં.

'એ બીજી તરફ જાય છે, ગભરાતાં નહિ.' બાપુએ કહ્યું.

બાપુએ ધાર્યું હતું કે રસ્તાની બાજુના ખેતરોમાં તે ઉતરશે પણ તે કંઇ ઉતર્યાં નહિ. ઝાડ જેટલાં નીચાં તે રસ્તાની પાસે આવ્યાં. રસ્તાની બે બાજુ બે અને પાછળ વચમાં એક એમ તે ઊડતાં હતાં. તે પાસે આવતાં હતાં તેમ

તેમનામાંથી તડકાતો અવાજ નીકળવા લાગ્યો.

બાપુથી હજુ પણ આ મનાતું ન હતું. પછી એકાએક આગલા વિમાનમાંથી પાંચ સળગતા ગોળા પડતા દેખાયા.

કંઇ કરવાનો વખત નહોતો. કશે સંતાવાનો પણ વખત નહોતો. બાપુ શીલા અને રોનીને બાથમાં લઇ સપાટ સૂઇ ગયા અને રોઝને પણ સૂઇ જવા કહ્યું. વિમાન બરાબર એમની ઉપર આવ્યાં. બાપુને અંદર બેઠેલો વિમાની પણ દેખાયો. તે ૨૦ વર્ષનો જુવાન ગોળી છોડે જતો હતો અને હસે જતો હતો. પોતાની ઉપર બૉમ્બ પડવાની રાહ જોતાં બાપુ પડી રહ્યા.

૧૦૦ ફૂટ ઉંચેથી વિમાન પસાર થયાં. પોતાનાથી ૩૦૦ ફૂટ દૂર બૉમ્બ પડતાં તેમણે જોયા. ધરતી આકાશમાં ઊડતી જોઇ. દૂર પડતા બીજા બૉમ્બોનો પણ ગડગડાટ જોયો. એ લોકો બચી ગયાં હતાં.

વિમાનો દૂર ગયાં એટલે તે ઉઠ્યાં. રોનીએ તો રોમાંચ અનુભવ્યો હતો. તેને તો ખૂબ મજા પડી હતી, અને શીલાને મન તો જાણે કંઇજ બન્યુ નહોતું.

'મને નારંગી આપો'

બાપુએ કહ્યું 'હમણાંજ તેં દૂધ પીધું છે ને?'

રોઝ બાજુએ ઉભી હતી.

તેની આંખોમાં હજુ ઝળઝળિયાં હતાં.

'તને કંઇ વાગ્યું તો નથી ને'? બાપુએ પૂછ્યું

'ના. આ અવાજ મારા કાન ફાડી નાખે છે તે મને નથી ગમતું'' રોઝે કહ્યું.

'કંઈ નહિ, આ અવાજ તને કંઇ નહિ કરે' બાપુએ એને પંપાળતાં કહ્યું.

'હું તો જરા પણ બીતો નથી.' રોનીએ કહ્યું.

'હું પણ' શીલાએ ઉમેર્યું. ત્યાં તો બસ પાસે એક મોટું ટોળું બાપુએ જોયું.

કંઇ થયું હોવું જોઇએ.

'તમે નારંગી ખાવ. હું હમણાં આવુ છું.' કહી બાપુ બસ પાસે ગયા.

ખચ્ચરની ગાડીમાં બેઠેલી એક સ્ત્રીને જાંઘમાં ગોળી વાગી હતી. બે ત્રણ સ્ત્રીઓ તેને પાટા બાંધી રહી હતી.

ખચ્ચર અડધું મરેલું પડયું હતું.

કોઇને વાગ્યું નહિ જાણી બધાંને અજાયબી થઇ. બસને ડઝનેક ગોળીઓ વાગી હતી, બસના મશીનના ભાગીને ભૂક્કેભૂક્કા ઊડી ગયા હતા. બાપુને પાછી ફાળ પડી.

હવે શું થશે?

'બીજી બસ મળશે ખરી?'

'કોઇ મૂર્ખો હાંકવાની હિંમત કરે તો' હાંકનારે કહ્યું.

પગપાળી મુસાફરી શરૂ કરવામાં જ ડહાપણ છે.

આ છોકરાંઓ સાથે પંદર માઇલ ચાલવાના વિચારે જ બાપુ ધ્રૂજી ઉઠ્યા. પણ બીજું શું થાય? એમણે ભાગેલી બસમાં જઇ પોતાનો સામાન કાઢી લીધો. બધો સામાન બસમાં જ રાખી માત્ર જરૂર પૂરતો સામાન સાથે લીધો અને મોન્ટર્જીસ તરફનું પ્રયાણ શરૂ કર્યું. ધીમે ધીમે તેમણે ચાલવા માંડયું.

મજલ લાંબી હતી. ઉતાવળ કરે તો છોકરાં વહેલાં થાકે. શીલાની ચાલે સૌએ તેથી ચાલવા માંડયું.

આગળ જતાં બૉમ્બનો હમલો પડ્યો હતો તે જગ્યાએ તેઓ આવી પહોંચ્યાં.

'અરે! આ શું મુડદાં છે?' રોનીએ પૂછ્યું.

બાપુ મુડદાં ન દેખાય માટે છોકરાંઓને બીજી જ દિશામાં લઇ ગયા.

'અરેરે! બિચારાં! આપણે એમને માટે પ્રાર્થના કરવી જોઇએ.'

આગળ જતાં બે મોટી મોટરો અથડાઇ પડી હતી. એક મોટરના તો ચુરેચુરા થઇ ગયા હતા.

રસ્તામાં લોહીના રેલા હતા.

આ બધું પતતાં ચાર માણસો રસ્તો સાફ કરતાં તેમણે જોયાં. પોતાની મોટર જવા માટે તેઓ રસ્તો સાફ કરતાં હતાં. થોડે દૂર એક ઢગલો પડ્યો હતો. એ ઢગલા પર બનુસ ઢાંક્યું હતું. મોટર હાંકનાર પાસે બાપુ ઉભા. મોટરવાળાએ મોટર ચલાવી. જરા આગળ જઇ પાછી ઉભી રાખી અને બાપુને સંબોધીને કંઇક કહી મોટર ચલાવી ગયો.

બાપુએ પાછળ જોયું. પાછળ જોતાં બાપુની નજર એક બાળક પર પડી.

સીલેટિયા રંગના પાટલુન અને તેજ રંગની 'જરસી'માં અબોલ, મૂઢ બની ગયેલું આ બાળક ઉભું હતું. એના મોંઢા પર મૃત્યુની છાયા હતી. એને જોઇ બાપુ તો સ્તબધજ બની ગયા. એમણે ધીમેથી એક ઉદ્દગાર કાઢ્યો :

'હે પ્રભુ! ૭૦ વર્ષના જીવનમાં આવું બાળક કદી દીઠું નથી.'

તરતજ તે બાળક તરફ ગયા. નાનકડા બાળકે તેમની સામે સ્થિર ઊભા રહી જોયાં જ કર્યું. એની આંખોનાં તેજ એકાએક ઝંખવાયાં હતાં. શૂન્ય મોઢે અને ફાટી, અર્થહીન આંખે તેમના સામે એણે જોયાં જ કર્યું.

'કેમ બેટા! કંઇ વાગ્યું?' બાપુએ પૂછ્યું.

પણ કંઇજ જવાબ ન મળ્યો. એ તો જાણે સાંભળતું જ

ન હતું.

'બીતો નહિ, બેટા! તારું નામ શું?'

કંઇ જ જવાબ ન મળ્યો.

બાપુએ કોઇની મદદ માટે આજુબાજુ નજર ફેરવી.

પણ કોઇ જ જતું આવતું નહોતું.

કોઇક મોટર પસાર થતી હતી. કેટલાક સૈનિકોથી ભરેલી હતી. પણ કોઇ મદદ કરે એમ ન હતું. બાપુ મુંઝાયા. એમને આગળ જવું હતું. જીવન સુધી ન ભૂલાય એવાં ભયંકર દ્રશ્યોમાંથી આ બાળકોને દૂર લઇ જવાં હતાં. એક પળ પણ ગુમાવાય એમ નહોતું.

પણ આ અસહાય બાળકને પણ આમ તરછોડીને કેમ જવાય? એમની માનવતા એમને પુકારી રહી હતી કે આ બાળકને પણ સાથે લઇ લો.

બાજુના ગામડામાં કે શહેરમાં તેને કોઇને સોંપવાનો નિશ્ચય કરી તેને પણ સાથે લેવાનું બાપુએ નક્કી કર્યું.



## પ્રકરણ સાતમું

બાળકોને હતાં ત્યાં ઊભાં રહેવાનું કહી રસ્તાની સામી બાજુ બાપુ ગયા. બન્તુસ નીચે બે શબ પડ્યાં હતાં ત્યાં જઇને તે જોયાં. ત્રીસ વર્ષની નીચેની ઉંમરના જુવાન યુગલનાં આ શબ હતાં. કોઇ સારા કુટુમ્બનાં તે લાગતાં હતાં. હિંમત કરી તેમણે પુરુષના ડગલાના ખીસામાં હાથ નાખીને કાગળો કાઢ્યા. કાગળોમાંથી તેનું નામ અને સરનામું નીકળ્યું.

બાપુએ પોતાના ખીસામાં આ બધાજ કાગળો મૂકી દીધા. તે પાછા બાળકો પાસે ગયા. શીલા દોડતી દોડતી તેમની પાસે આવી અને કહેવા લાગી:

'આ છોકરો તો બહુ વિચિત્ર છે ભઇ! એ તો બોલતો જ નથી.'

બાપુએ શીલાનો હાથ ઝીલી કહ્યું :

'એને સતાવતા નહિ. એને હમણાં નથી રમવું. એને રમવું હશે ત્યારે એ રમશે.'

'પણ એ હમણાં કેમ નથી રમતો?'

બાપુએ જવાબ આપ્યા વગર રોઝ અને રોનીને સામાન ઉંચકી લેવા કહ્યું અને પેલા બાળક પાસે જઇ તેને કહ્યું: 'અમે બધાં મૉન્ટેર્જીસ જઇએ છીએ; તું અમારી સાથે આવશે ?'

જાણે કંઇ સાંભળતો જ ન હોય તેમ તે બાળક અવાક્ ઉભો રહ્યો.

બાપુએ તેનો હાથ પોતાના હાથમાં લીધો. આટલા તાપમાં પણ તે ઠંડો હીમ જેવો હતો. બાપુએ ચાલવા માંડયું અને તે બાળકે પણ સાથે સાથે ઘસડાવવા માંડયું.

ગાડી મોટર વધે જતાં હતાં. લશ્કરી મોટરો હવે વધારે ને વધારે દેખાતી હતી. સામાન્ય લોકો નહિ પણ સૈનિકો સુદ્ધાં પશ્ચિમ તરફ જતા હતા. લશ્કરી મોટરો જૂની દેખાતી હતી.

તાપ અને ધૂળ બાળકોથી સહન થતાં ન હતાં અને તે લોકો થાકયાં હતાં.

એક ભૂખ્યું થયું, એક તરસ્યું થયું; રોઝને બૂટ ડંખવા માંડયાં. બાપુએ એ લોકોનાં મન રંજન કરવા ઘણા પ્રયાસ કર્યા પણ તે નિરર્થક ગયા. એટલામાં એક ખેતર આવ્યું. બાપુ બધાંને લઇ ત્યાં ગયા. એક બુઢ્ઢી બાઇ હતી. એમણે તેની પાસે દૂધ વગેરે માગ્યું. દૂધ હતું નહિ એટલે પાણી માગ્યું. કુવામાંથી તેણે પાણી કાઢી આપ્યું.

કુવા પાસે બધાંયે આરામ લીધો અને ત્યાં થોડે દૂર બધોજ જરીપૂરાણો સામાન પડયો હતો, તેમાં એક જૂની પુરાણી બાબાગાડી દેખાઇ. બાબાગાડીને મરઘા–મરઘીએ પોતાનું ઘર બનાવી ઇંડાં મૂકયાં હતાં. બધે જ એની ચરકથી એ ગંદી બની રહી હતી.

બાપુને થયું કે તે ગમે તેવી છે પણ કામચલાઉ ખપમાં

આવશે. ભાવ ઠરાવી તે વેચાતી લઇ લીધી. ઘાસ અને પાતરાં લાવી રોઝને રોનીને એનાથી તે સાફ કરવા કહ્યું. ગમે તેવી પણ આ ખપમાં તો બહુજ આવવાની. એણે બાપુની ઘણી ગુંચોનો ઉકેલ આણ્યો.

એક બુઢ્ઢી પાસેથી એમણે થોડો પાઉં લીધો અને સામાન બધો બાબાગાડીમાં મૂકી દીધો.

બાપુને હતું કે છોકરાંઓ બાબાગાડીમાં બેસવા લડશે. પણ ઉલટું જ થયું. કોઇને અંદર બેસવું ન હતું. સૌને તે ચલાવવી જ હતી. તેમણે વારા બાંધ્યા. સૌથી નાનુ પહેલાં હાંકે. શીલાનો વારો પહેલો આવ્યો.

શીલા થાકી એટલે રોઝે કહ્યું 'હવે 'પીયેરે'નો વારો.'

માતૃવાત્સલ્યથી એ પીયેરે તરફ ફરી અને એને બાબાગાડી ચલાવતાં શીખવાડવા લાગી. તેને બાબાગાડી પાસે લાવી. હજુ તે તો હતો તેવો જ ફીક્કો અને મૂઢ તથા શૂન્યવત્ હતો. તેનો હાથ લઇ તેને રોઝે બાબાગાડીના ભાંગેલા હાથા પર મૂક્યો અને તેને ચલાવવા મદદ કરવા માંડી.

'એનું નામ પીયેરે છે એ તને કેમ ખબર પડી?' બાપુએ પૂછ્યું.

'મને એણે જ પેલા ખેતરમાં કહ્યું' રોઝે જણાવ્યું.

બાપુ સાથે આજ બાળક એક શબ્દ પણ બોલ્યું ન હતું. એમને તો એજ બીક હતી કે આ બાળકની વાચા તો બંધ નથી થઇ ને?

બાપુને નાના મોટા વચ્ચેના અંતરનું ફરીથી ભાન થયું.

એને થયું કે આ બાળકને તો બીજા બાળકો સાથે જ વહેતો મૂકી દેવો જોઇએ. ખોટાં ખોટાં પ્રશ્નો પૂછી એને મૂઝવ્યા કરતાં.

રોઝ અને પીયેરેને ગાડી હાંકતાં તે જોઇ જ રહ્યા. રોઝે

એની સાથે થોડી દોસ્તી બાંધી હતી. રોઝ જેટલું કરતી તેટલું તે કરવા પ્રયાસ કરતો. રોઝ ચાલે ટપટપ એટલે એ પણ ટપ-ટપ કરી ચાલતો. તે ઉપરાંત પણ તે બિલકુલ બોલતો જ નહિ એનું મોઢું હજુ પણ એવું જ શૂન્ય દેખાતું હતું.

'પણ એ કેમ કંઇ બોલતો જ નથી? બહુ જ વિચિત્ર છે!' રોનીએ કહ્યું.

શીલાએ પણ એ જ પૂછ્યું.

'એને માથે બહુ વીત્યું છે; બિચારો દુ:ખી થઇ ગયો છે. આપણે બધાંએ એની સાથે બહુ ભલાં થવાનું છે.' બાપુએ કહ્યું.

'ત્યારે તમારે પણ એની સાથે ભલા થવાનું છે?'

'હા હા, જરૂર.'

'ત્યારે એને અમારા જેવી પીપોડીઓ બનાવી આપોને.' રોનીએ કહ્યું.

'હા, એ પાંદડાંનું ઝાડ મળે તો જરૂર બનાવી આપીશ.' બાપુએ કહ્યું.

બાપુને તો ખાત્રી હતી કે આ બાળકને પીપોડીમાં કંઇ રસ પડવાનો નથી. પણ બીજા બાળકોને ખુશ કરવા સારૂ તેમણે હા પાડી.

પીપોડીની આશામાં ને આશામાં આ બાળકોમાં ચેતન આવ્યું. એ લોકો તો માનતાં હતાં કે પીપોડીમાં કંઇ એવું જાદુ હતું કે સર્વ દુ:ખો એનાથી ભૂલાઇ જાય છે અને શૂન્ય જીવનમાં પણ સ્ફૂર્તિ આવે છે.

રસ્તામાં આ પાંદડાંનું ઝાડ આવ્યું. બાપુએ પાંદડાં તોડીને પીપોડી બનાવી. કંઇક કરામત કરતા હોય તેમ આ બાળકોએ બાપુને પીપોડી બનાવતાં વિસ્મિત નયને જેયાં કર્યાં.

રોઝે ધીમે ધીમે પીયેરેના મોઢામાં નારંગી મૂકી. પીપોડી તૈયાર થઇ એટલે રોઝે પોતાના હોઠ પર તે મૂકી પીયેરેને વગાડી બતાવી, પછી ધીમેથી પીયેરેના હોઠને અડકાડી. પીપોડી-માંથી ધીમો સાદ નીકળ્યો.



## પ્રકરણ આઠમું

એ લોકોએ ધીમે ધીમે આગળ ચાલ્યાં કર્યું. બાપુ પક્ષીઓનો અવાજ સાંભળવા પ્રયાસ કરતા હતા પણ પક્ષીઓના ગીતને બદલે દૂરદૂરથી વિમાનોનો કે ફુટતા બૉમ્બોનો અવાજ અવાર નવાર સંભાળતો હતો.

બાપુને થયું કે આજે મૉન્ટર્જીસ પહોંચાવાનુંજ નથી. પંથ તો જાણે પૂરોજ નહોતો થતો. હજુ તો માંડ પાંચજ માઈલ કપાયા હતા. બીજા દશ માઈલ બાકી હતા.

દિવસ આથમવા આવ્યો હતો. બાળકો થાકયાં હતાં. રોઝ અને શીલા પણ એકમેક પર ચ્હીડીયાં કરતાં હતાં. શીલા તો જાણે હમણાં જ રડી પડશે એમ લાગતું હતું. રોઝનું રમતિયાળપણું પણ જતું રહ્યું હતું. એ પણ ગુપચુપ બની ગઇ હતી. નાનો પીયેરે હાથમાં જોરથી પીપોડી પકડી રાખી ઠોકરાતો ઠોકરાતો આગળ ચાલતો હતો. કશે પણ રાત્રિનો વિશ્રામ મેળવવા માટે બાપુએ પાસેના ખેતરમાં જઇ બારણું ઠોકયું; 'મારે અને આ બાળકોને સૂવા કંઇ મળે ખરૂં?'

'આ કંઇ આરામગૃહ નથી. અહીં સૂવાનું કેવું?' એક ડોશીએ જવાબ આપ્યો.

એની પાછળ એક જાડી જુવાન બાઇ ઉભી હતી તેણે કહ્યું: 'તેઓ જરૂર ખેતરમાં સુઇ શકે'

'તમારી પાસે પૈસા છે?' ડોશીએ પૂછ્યું.

'હા, આ બાળકોની વ્યવસ્થા પૂરતા છે.'

ડોશી તેમને ગાયભેંસના ખાલી વાડામાં લઇ ગઇ. તદ્દન જમીનના ખાલી ટુકડા જેવો જ એ વાડો હતો. જાજમ પણ ના મળે. જુવાન બાઇ પાછળ પાછળ આવી. બાપુએ ના પાડી

'હું નિરાશ્રિત છું પણ આ બાળકોને કાંઇ આમ સૂવાડાય નહિ. મારે બીજી કોઇ જગ્યા શોધવી પડશે.'

જુવાન બાઇએ ડોશીને કંઇ કહ્યું: અંદર અંદર બન્નેએ કંઇ ગુસપુસ કર્યું.

જુવાન બાઇ ઉપર ડોશી જરા ચ્હીડાઇ પણ ખરી.

પછી તેઓ બાપુને ગાયભેંસના ખાલી તબેલામાં લઇ ગયાં. સુવા ઘાસની પૂળીઓ આપી. બાપુએ તે તરત જ સ્વીકારી લીધું. પૈસા પણ ઠરાવી દીધા. પાઉં અને દૂધ પણ વેચાતાં લીધાં.

થોડી વારે જુવાન બાઇ પાછી આવી.

'તમારી પાસે કંઇ ઓઢવાનું પણ નથી?'

'ના;' બાપુએ કહ્યું 'બધું જ અમારે તો મૂકીને આવવું પડયું.'

જુવાન બાઇ જઇ થોડાક ખરબચડા કામળા લઇ આવી.

'જો જો, પેલી ડોશીને ખબર ન પડે. નહિ તો મારો જીવ લેશે.' જુવાન બાઇએ કહ્યું અને બાપુને સાથે જમવા પણ નોતરતી ગઇ.

થોડી વારે બાપુ તેમના ભાગ્યા તૂટયા ઝુંપડામાં જમવા

ગયા. ખાતાં ખાતાં વાતો કરી.

એકાએક ડોશીએ તેમને પૂછ્યું:

'તમે ઍલ્સેસથી આવો છો? તમે જર્મન જેવું બોલો છો.'

બાપુને નવાઇ લાગી.

'ના ના, હું તો અંગ્રેજ છું.'

'પણ આ બાળકો તો કંઇ અંગ્રેજ નથી દેખાતાં.'

ઘણી મુશ્કેલીથી બાપુએ તેમને પોતાની વીતકકથા કહી.

ડોશી કોઇ દિવસ બજારની બહાર ગઇ ન હતી. કોઇ પણ માણસ ફક્ત માછલી પકડવા એક દેશથી બીજે દેશ જાય તે વાત તેને ગળે કેમ ઉતરે? અને કોઇ પણ વૃદ્ધ પુરુષ પારકાં છોકરાંની બલા આમ માથે વહોરી લેતો હશે!

તેમણે આ બધું સાંભળ્યું પણ ડોશીને આ વાત કંઇ ગળે ઉતરી નહિ.

બાપુ જમીને ઉઠ્યા, ડોશી તેમને બારણા સુધી મૂકવા આવી. રસ્તા પર સૈનિકોની લૉરી જતી હતી તે બતાવી કહ્યું:

'આજે આ સૈનિકો ઉભા રહેતા નથી. પરમ દિવસે તો અહીં ટોળુંજ ઉતર્યું હતું ને દરેક પાસે રાત્રે સુવાના બાવીસ ફ્રેન્ક લીધા હતા.'

બાપુ બાળકો પાસે ગયા; બાળકો આડાં અવળાં ગમે તેમ સૂઇ ગયાં હતાં. નાનો પીયેરે ઊંઘમાં પણ કચવાતો હતો. એના હાથમાં પીપોડી હતી. બાપુએ તે લઇ લીધી. અને સૂતેલાં બાળકોને કામળી બરાબર ઓઢાડી. પોતે પણ સૂવા ગયા. આખી રાત ક્યાંથી કેમ જવાશે એનોજ વિચાર કર્યો. એમને થયું કે આ તો જ્યારે પૅરીસ ન જવાયું ત્યારેજ પાછો ડી'જૉન જતો રહ્યો હોત તો સારૂં થાત. ત્યાંથી કદાચ સ્વીટ્ઝરલૅન્ડ પણ જવાત. બસમાં ચારટરીસ, જવાનો એમનો પ્રયાસ

તદ્દન નિષ્ફળ નિવડયો અને અહીંયાં પોતે પોતાની સાથે ચાર આશ્રિત બાળકોને લઈને ઘાસની ગંજીમાં સૂતા હતા. આગળ ધસતાં જર્મન સૈન્યના જ માર્ગમાં.

તેમણે નિશ્ચય કર્યો કે આખે રસ્તે ચાલવું પડે તો પણ કાલે મૉન્ટેર્જીસ તો પહોંચવું જ. ધીમે ધીમે બાળકો ચાલશે તો પણ દિવસના દસ માઇલ તો કપાશે જ. નાનાં બાળકોને થાક લાગશે તો થોડી થોડીવાર આ બાબાગાડીમાં બેસાડી દેવાશે. મૉન્ટેર્જીસ જઇ પીયેરેને કોઇ અનાથાશ્રમમાં સોંપી દઇશું. તેના માબાપનું નામ અને મૃત્યુની ખબર પોલીસમાં નોંધાવીશું.

મૉન્ટેર્જીસ જેવા મોટા શહેરમાં પીથીવીયર્સ જવા બસ મળશે જ. કદાચ છેક ચાર્ટરીસ સુધી પણ મળે.

સવારના વ્હેલા ઉઠયા ત્યારે તે સ્ત્રીઓ કયારનીય જાગી હતી. ડોશીને તેમણે બાળકો માટે કૉફી કરવા કહ્યું.

'દરેક કપનો ફ્રૅંક લઇશ' ડોશીએ કહ્યું.

બાપુએ તેને ખાત્રી આપી કે એ જરૂર એને પૈસા તો આપશે જ.

બાળકો ઊઠીને રમતાં હતાં. તેમને દાતણ પાણી કરી મોં ધોવા કહ્યું. પીયેરે જાય જ નહિ. રોઝ તેને બોલાવે છતાં પણ એ તો જાય જ નહિ.

બાપુએ કામળીની ગડીઓ વાળતાં વાળતાં તેને કહ્યું:

'જા, રોઝ તને બોલાવે છે. જઇને હાથ પગ ધોઇ આવ'

'બાપુ!' તે બોલ્યો.

બાપુએ અજાયબીથી એના સામું જોયું. પહેલીજ વાર બાપુએ તેને બોલતાં સાંભળ્યો.

પેટ પર હાથ મૂકી બાપુને તે કંઇક પૂછી રહ્યો હતો.

બાપુ સમજી ગયા. 'તારી પીપોડી આ રહી. મારી પાસે છે.'

'જા, રોઝ પાસે ને હાથ મોઢું ધોવડાવી આવ '

પીયેરે ધીમે ધીમે ડગમગતે પગલે રોઝ પાસે ગયો.

બાપુ બધાને ઝુંપડામાં લઇ ગયા. ત્યાં પાઉં અને કૉફી ખવડાવ્યાં અને ડોશીને બીલના પૈસા ચૂકવી દીધા.

સવારના સાત વાગ્યે બાબાગાડી ધકેલતાં તેમની મજલ પાછી શરૂ થઇ.

નિરભ્ર આકાશમાંથી ઘુરરર ઘુરર વિમાનો પસાર થયાં. તે દુસ્મનોનાં હતાં કે નહિ તે ઓળખી શકાય એમ ન હતું.

સવાર સુંદર હતું. રસ્તા પર મોટરોની હારોહાર ચાલી જતી હતી. ઘોડાઓ પણ થાકેલા થાકેલા મોટી ભારે તોપો ખેંચતા હતા. રસ્તા પર આજે બહુ હિજરતીઓ નજરે પડતાં નહોતાં. સાયકલ પર કે ચાલતાં કે ટ્રકુની ભરચક ગાડીમાં લોકો જતાં હતાં.

કોઈ બસ આવવાની આશામાં ને આશામાં થોડી થોડી વારે બાપુ પાછળ નજર નાખતા હતા.

બાળકો તો ખૂબ ગંમતમાં હતાં. રમતાં, રમતાં, દોડતાં દોડતાં તે આગળ ચાલે જતાં હતાં. બાપુને બીક લાગતી હતી કે કોઇ ગાડી કે ઘોડા તળે આવી ન જાય.

પીયેરે ગઇ કાલ કરતાં આજે વધારે સ્વાભાવિક લાગતો હતો. તેણે હાથમાં પીપોડી પકડી રાખી હતી. કોઇકોઇવાર શીલા તેની પાસે પીપોડી ઝૂંટવી લેવા જતી હતી. પણ બાપુ ડોળા કાઢતા એટલે ઠેકાણે આવી તે દૂર ભાગતી.

રોઝ આવે વખતે પીયેરેની કાળજી રાખતી હતી.

તેઓ કલાકનો દોઢ માઇલ માંડ કાપતાં હશે. માંડ માંડ સાંજ સુધીમાં પહોંચી જવાય તો સારૂં.

સવારના દસ વાગે બૉમ્બ પડવાના ધૂમધડાકા સંભળાયા.

ઉત્તરે દશેક માઇલ દૂરથી અવાજ આવતો હતો. પૅરીસની દક્ષિણેથી તો જર્મનો ઘેરો ઘાલતા નહોતા ને? પોતાની આગગાડી શું તેથીજ અધવચ અટકી ગઇ હતી?

ત્યાં તો એક ગાંધીની દુકાન આવી. બાળકો થાકવા માંડયાં હતાં. તેમને નારંગીનો રસ પાયો.

હિજરતીઓ ત્યાં વિલે મોઢે બેઠાં હતાં. એક વૃદ્ધ પુરુષે કોઇને કહ્યું:

'એમ સાંભળ્યું છે કે જર્મનોએ પૅરીસ સર કર્યું.'

એક ડોશીએ જવાબ આપ્યો: 'એ ખરી વાત છે. મને એક સૈનિકે કહ્યું કે રેડીઓ દ્વારા એણે એ સમાચાર જાણ્યા હતા.'

બધાં જ ચૂપચાપ થઇને બેઠાં હતાં. બાપુના તો જાણે હૃદયના ધબકારા જ બંધ પડ્યા હોય એવું લાગ્યું. સૌ કોઇ ડઘાઇને ચૂપ થઇ બેઠાં હતાં.

બાળકો જ ફક્ત શરબત પીતાં પીતાં રમતાં હતાં.

બાપુ ગાંધીની દુકાનમાં ગયા. એમને ન મળે નારંગી કે તાજા પાઉં. એમને ફક્ત કુતરાને જ ખાવા લાયક કઠણ જાડાં બીસ્કીટ મળ્યાં. ચોકલેટ થોડી જોઇ તે વેચાતી લઇ લીધી.

થોડી વાર વિશ્રાંતિ લીધા પછી એમણે રસ્તાની પુનઃ મજલ શરૂ કરી. બાળકોને પ્રોત્સાહન આપવા એક ચોકલેટના ચાર ટુકડા કરી દરેકને એક એક ટુકડો આપ્યો.

પીયેરે એ લેવાની ના પાડી. બાપુએ પ્રેમાળપણે પૂછ્યું:

'તને ચોકલેટ નથી ભાવતી? સરસ છે.'

પીયેરેએ કહ્યું: 'ના, બા કહેતી કે જમ્યા પછીજ ખવાય.'

એક પળ બાપુની નજર સમક્ષ એના માબાપનાં ભયંકર હાલતમાં પડેલાં શબો તરી આવ્યાં.

'સારૂં સારૂં' કહી એમણે પોતાનું ભયભીત દૃષ્ય ભૂલવા પ્રયાસ કર્યો. સાચવીને પીયેરેનો ચોકલેટનો ટુકડો તેમણે જાળવી રાખ્યો અને આગળ ચાલવા માંડયું.



## પ્રકરણ નવમું

થોડા વખતમાં નાનાં બે બાળકો પાછાં થાકવા માંડયાં. ચાર કલાકમાં તેઓ છ માઇલ જ આવ્યાં હતાં. તાપ પ્રખર હતો એટલે તેમને બાબાગાડીમાં બેસાડયાં. સૈનિકોની મોટરો બધીજ એકાએક અદૃશ્ય થઇ ગઇ હતી. હિજરતીઓ સિવાય બીજાં કોઇ રસ્તા પર દેખાતાં નહતાં. બધાં જ ધૂળ ને પરસેવામાં રગદોળાયલાં ભયગ્રસ્ત દેખાતાં હતાં. બધાં જ મૉન્ટેર્જીસ તરફ જઇ રહ્યાં હતાં. અવારનવાર એકાદ વિમાન દેખાતું અને પાછી નાસભાગ થઇ જતી હતી. કોઇ અકસ્માત પણ થતા. આજે આખો દિવસ બૉમ્બ પડયા નહોતા.

સવાબાર વાગે તેઓ રસ્તાની બાજુમાં એક ઝરણા પાસે આવી પહોંચ્યા.

ઘોડાઓ અને ઢોરોને બધાં પાણી પાઇ રહ્યાં હતાં. થોડે દૂર એક ઝાડ તળે બાબાગાડી મૂકી બાપુ તેની છાયામાં બેસી ગયા. હજુ પાંચ માઇલ ચાલવાના બાકી હતા અને એ પોતે પણ થાકી ગયા હતા.

'આ ઝરામાં અમે છલબલિયાં કરીએ?'

'હા, નહાવું હોય તો નાહી આવો.'

'હું પણ જાઉં?' શીલાએ પૂછ્યું.

'હા, જરૂર.'

'કપડાં કાઢી ને જાઓ કે ભીનાં ન થાય.'

અંગ્રેજ બાળકોને તો વધારે કહેવાની જરૂર ન હોતી. કપડાં કાઢી તે પાણીમાં ઉતરી પડયાં. પછી રોઝને બાપુએ કહ્યું: 'તું પણ જા.'

રોઝ શરમાઇ ગઇ. 'આમ નહાવું તે કંઇ સારૂં કહેવાય?' અને તે નહાવા ન ગઇ.

પીયેરે પણ ના કહી.

'પણ પાણીમાં હાથ પગ તો ધોઇ આવો' બાપુએ કહ્યું.

રોઝે પીયેરેના બૂટ મોજા કાઢયા અને છીછરા પાણીમાં તેણે અને પીયેરે પાણીમાં હાથ પગ ધોયા.

શીલાએ આ બન્ને પર પાણી ઉરાડયું.

રોઝે તેને ધમકાવી. પીયેરેએ જરા નીચા વળી સહેજ પાણી સામું છાંટયું અને બાળકોમાંથી પીયેરેનો જરા હસતો અવાજ સંભાળાયો.

બાળકો નહાતાં નહાતાં પાણી ડહોળું કરતાં હતાં. એક પાસે ઉભેલાએ કહ્યું:

'આ ડહોળાં પાણી મોટરનાં યંત્રોમાં કેમ નંખાશે?'

બાપુએ એ લોકો સામે જોયું. બ્રીટીશ શહેનશાહી વિમાની દળના તે અફસરો લાગતા હતા.

'આપ અંગ્રેજ છો? આપની પાસે મોટર છે?' બાપુએ પૂછ્યું.

એ લોકોએ અજાયબીથી તેમના સામું જોયું.

'આપ અમને પૂછનાર કોણ ?'

'હું એક અંગ્રેજ છું અને આમાંના બે બાળકો પણ અંગ્રેજ છે. અમે ચારટરીઝ જવા માગીએ છીએ.'

'ચારટરીઝ?'

તેમણે નકશો કાઢ્યો અને નકશા પરથી ચારટરીઝ શોધી કાઢ્યું.

'તમારી પાસે મોટર છે. અમને બધાંને તેમાં લઇ જશો ? અમારે વિલાયત જવું છે.'

'તમારે એકલાંએ જ કંઇ વિલાયત જવું નથી.'

'મને ચારટરીઝ મૂકશો તો ચાલશે. ત્યાંથી આગગાડીઓ સેંટ મૅલો જાય છે.'

'આ લોકો કહે તે કશું માનશો નહિ. ગઇ કાલે અમને કહ્યું કે સુસાન જાવ ત્યાં કશું જોખમ નથી અને ત્યાં ગયા તો બધે જ જર્મન સૈનિકો.'

'અમારી મોટર તો ગોળીઓથી વેરાઇ ગઇ. હવે અમે બ્રેસ્ટ જવા ધારીએ છીએ. ભૂલા પડે તો ત્યાં જવા અમને કહેવામાં આવ્યું છે.'

બાપુએ છેવટે કહ્યું: 'અમને સાથે લઇ જાવ.'

પેલાઓએ બાળકોને જોયાં.

'આ બધાં કંઇ અંગ્રેજ બાળકો નથી.'

'એમાંનાં બે તો અંગ્રેજ જ છે, ફ્રાન્સમાં ઉછર્યાં છે માટે ફ્રેંચ છૂટથી બોલે છે.'

'હું તમને અને બે અંગ્રેજ બાળકને લઇ જઇશ. એક તો જગ્યા નથી અને પારકાં બાળકો અહિંયાંજ સારાં.'

'જો જગ્યાનોજ પ્રશ્ન હોય તો મને અહિં રાખો અને આ ચાર બાળકોને બેસાડી દો, બ્રેસ્ટથી વિલાયત મોકલવાના

પૈસા હું તમને આપીશ.' બાપુએ વિનંતિ કરી.

'તમારે બદલે આ બે પારકાં બાળકો લઇ જઇએ એમ ?'

'હા, હું ફ્રાન્સનો ભોમિયો છું. મારૂં ફોડી લઇશ.' બાપુએ કહ્યું.

'ગાંડી વાતો ન કરો.'

'આ ચાર બાલા સાથે લઇ, અમે શું કરવાના હતા!'

'ચાલો, બધાં જલદી તૈયાર થઇ જાવ.'

બાપુએ બધાંને જલદી જલદી તૈયાર કરી દીધાં. મોટર લૉરી સામાનથી ભરચક હતી. જુદાં જુદાં યંત્રોથી ભરેલી હતી. જેમ તેમ કરીને બાળકને સામાન ઉપર બેસાડ્યાં. બાબાગાડી બબડતાં બબડતાં છાપરા પર બાંધી.

રેનીને બહાર હાંકનાર પાસે બેસવાનું મન થયું પણ તેના તો હાંકનારે ના પાડી. ત્યાં બંદૂક હતી. તે બેઠી હોય તો જર્મનો સામા મળે ત્યારે લડાય કેમ ?

ગમે તેમ કરી બધાં ગોઠવાઇ ગયાં. ડચકાતી ડચકાતી લૉરી ચાલવા માંડી. થોડીવારે શીલાને યાદ આવ્યું કે એની ચડ્ડી રહી ગઇ હતી. રસ્તો તદન સાફ હતો. હવે તો ઝપાટાભેર તેઓ આગળ જતાં હતાં. છોકરાંઓએ નાસ્તો કર્યો ત્યાં તો મૉન્ટેર્જીસ આવી પહોંચ્યું

'કોઇ દિવસ તમે અહીયાં આવ્યા છો ?' અફસરે પૂછ્યું.

પેટ્રોલ વગર આગળ કેમ જવાશે ?

'પેટ્રોલની ટાંકી ક્યાં છે તે ખબર છે ?'

'મને ખબર તો નથી પણ કહો તો હું ખબર કાઢું.'

છોકરાંઓને સંતાડી તેમણે મૉન્ટેર્જીસ શહેરની અંદર લૉરી લીધી. પેટ્રોલની ટાંકી ખાલી હતી.

'પેટ્રોલ ન હોય તો તમે પણ અમારી સાથે લૉરી

મૂકીને પગપાળા ચાલો.' બાપુએ કહ્યું.

'એ કંઇ ચાલે! અમારી સાથે તો જરૂરી સામાન છે. એ બ્રેસ્ટ પહોંચાડવો જ જોઇએ. આ સામાન જર્મનોને બક્ષીસ આપવાની અમારી જરા ય ઇચ્છા નથી.'

થોડી લૉરીઓ રસ્તામાં પડી હતી. કોઇને પૂછ્યા વગર તેમાંથી એમણે પેટ્રોલ કાઢવા માંડ્યું. થોડું તો મળ્યું. બીજું જોઇ લેવાશે.

એ લૉરી આગળ ચાલી. બાપુની તો કસોટી થઇ રહી હતી. વૃદ્ધ કાયાનાં હાડકાં આ આંચકાથી ભાંગી ગયાં હતાં. રસ્તો ઝડપથી કપાતો હતો. અવરનવર ઉપર વિમાન આવતાં હતાં. એક વિમાન તો થોડી ગોળીઓ પણ એમના પર છોડતું ગયું. અફસરોને તેની દરકાર નહોતી.

કલાકમાં તેઓ 'પીથીવીયર્સ' આવી પહોંચ્યા. મૉન્ટેર્જીસ પછી પચીસ માઇલ. શહેરથી અડધો માઇલ દૂર તેમણે લૉરી ઉભી રાખી ને એકમેક શું કરવું, તેની મસલત કરવા માંડી.

રસ્તો તદ્દન નિર્જન હતો. ખરે મધ્યાન્હે પણ એ ત્યજાયલું લાગતું હતું.

'કંઇ સારા શુકન લાગતા નથી.' અફસરે કહ્યું.

'તમે અહિંયાં ઉભા રહો તો હું ખબર કાઢી આવું.' બાપુએ કહ્યું.

'શું તમે એકલા આગળ જશો?'

'હિજરતીઓ માફક જવામાં મને જોખમ લાગતું નથી. તમારી સાથે મોટરમાં આવવામાં ઉલટું વધારે જોખમ છે.'

અફસરોને એ વાત સાચી લાગી.

'જર્મનો અંદર આવ્યા હશે તો આપણે તો મર્યા જ.'

'બાળકોને તો હું સાથેજ લઇ જઇશ. એમનાથી મારે

છૂટા નથી પડવું.'

અફસરો ઉભા અને બાપુએ બાળકોને લઇને શહેર તરફ ચાલવા માંડયું.

આમ જુએ, તેમ જુએ. એક પણ માણસ દષ્ટિએ ન હોતું પડતું. બધેજ ત્યજાયેલું નિર્જન શહેર હતું.

કોઇ જર્મન પણ દેખાતો નહોતો. ઝડપથી ચાલતાં ચાલતાં પણ શહેરમાં પહોંચતાં વીસ મિનિટ થઈ. શહેરમાં પણ કોઇ દેખાતું નહોતું. બંધ બારીમાંથી બે ઘરડી સ્ત્રીઓએ તેમના સામું જોયું. રસ્તામાં ગટરમાં એક ગંદુ ચિંથરેહાલ હાલતમાં બાળક જોયું. તે ગટરમાંથી ઉંચકી ઉંચકીને કંઇ ખાતું હતું. બાજુમાં કોઇના ઓટલા પાસે એક મરેલો ઘોડો ગંધાતો પડ્યો હતો અને એક મુડદાલ કુતરો તેના માંસને ખાતો હતો.

આ ગામ પર બાપુને ઘૃણા આવી. એક ડોશીને તેમણે પૂછ્યું:

'અહિંયા જર્મનો આવ્યા છે?'

'ના, પણ થોડા વખતમાં આવી પહોંચશે. આવશે ત્યારે સૌકોઇને મારી નાખશે અને ફોલી નાખશે!' ડોશીએ કહ્યું.

બાપુને થયું કે આ તો બધી વધારે પડતી બીક છે. તેમણે પુછ્યું:

'શહેરમાં જર્મનોને જોયા છે?'

'હા' કહી તેણે ગટરમાં ઉભેલા ગંદા બાળકને બતાવી કહ્યું:

'એ જર્મન ભાષા બોલે છે. એ કોઇ જર્મન જાસુસનો બાળક છે. એને પથરા મારી હાંકી કાઢો. તે અહિં રહેશે તો જર્મનોને અહિં ખેંચી લાવશે.'

બાપુ સમજી ગયા.

શહેરમાં હજુ કોઇ જર્મન આવ્યો નહોતો. તે ફરીને જુવે છે તો કોઇએ એટલામાં એક પથરો ઉંચકી તે બાળક

તરફ ફેંક્યો. તે બાળક એ અવાજ સાંભળીને દૂર ભાગ્યું ને ફરીથી ગંદી જગ્યામાં બેસીને ખાવા લાગ્યું.

બાપુને ગુસ્સો ચઢ્યો. પણ એમને તો બીજું ઘણું કામ કરવાનું હતું. રોઝને કહ્યું, 'બાળકોને જોજે. કશે આગળ જતી નહિ.'

બાપુ પાછા ગયા અને લૉરીને બોલાવી.

અફસર પૂછે: 'કશે પેટ્રોલ મળશે?'

'મને ખબર નથી પણ આ શહેરમાં વધારે રહેવાનું ઉચિત નથી.'

અફસરે પણ કહ્યું: 'ખરી વાત છે. આપણી પાસે પાંચ ગેલંન છે તો ઍન્ગરવીલે જ જઇએ.'

'સારું. ચાલો બધાં બસમાં બેસી જઇએ.'

બાપુએ જોયું તો બધા બાળકોને એમણે છોડયાં હતાં ત્યાં નહતાં. તે તો પેલા ગંદા બાળક પાસે ગયાં હતાં. એ બાળક ડુસકે ડુસકે રડતું હતું.

'રોઝ, ચાલો બધાં બેસી જાવ.' બાપુએ કહ્યું.

રોઝે ફરિયાદ કરતાં કહ્યું: 'કોઇએ આ છોકરાને પથરો માર્યો. મેં મારી નજરે જોયું. બિચારાને કોઇ મારે એ સારું કહેવાય?'

વાત ખરી હતી. બાપુએ જોયું તો એના ગળા પરથી લોહી નીકળતું હતું અને કપડાં પણ લોહીથી ખરડાયાં હતાં.

રૂમાલ કાઢી બાપુએ એનો ઘા લૂછ્યો. રોની કહે: 'બાપુ, એને આપણે આપણી સાથે જ લઇ લઈએ. મોટર લૉરીમાં કશે પણ એ સમાઈ જશે.'

બાપુએ ના પાડી. 'એ અહીંનો છે માટે અહીંજ રહેશે. એને લઇ ન જવાય.'

'ના' રોઝે કહ્યું. 'પેલી ડોશી તો કહેતી હતી કે એ બે દિવસ-થીજ અહીં આવ્યો છે.'

પાછો તે બાળક પર પથરા પડવાનો અવાજ આવ્યો.

અફસર પણ ગુસ્સે થયો.

'જુઓને, ગામડાના લોકો એનીપર પથરા નાખે છે. તેઓ માને છે કે આ બાળક જર્મન જાસુસ છે' બાપુએ સમજાવ્યું.

'પણ સાત વર્ષનું બાળક તે કંઇ જાસુસ હોતું હશે!' અફસરે કહ્યું.

'આપણે તે અટકાવવું જોઇએ.'

'તો પછી આપણે એને આ ઘૃણા ઉપજે એવા ગામમાં મૂકી જઇએ કે સાથે લઈ જઇએ?'

'એને કરવી હોય એટલી જાસુસી ભલે કરે. આપણે એને સાથેજ લઇ જઇશું.'

'અમારી સાથે આવવું છે?' બાપુએ એ બાળકને ફ્રેંચમાં પૂછ્યું.

ફ્રેંચમાં ન સમજ્યો એટલે જર્મનમાં પૂછ્યું. તે પણ એ ન સમજ્યો.

બાપુને ખાત્રી થઈ કે એ જર્મન નહોતો. કોઈ બીજી જ જાતનો એ બાળક હતો.

બાપુએ નિશ્ચય કર્યો કે એને સાથે જ લઈ જવો. નહિતર આ ડાકણ એને મારીજ નાખશે.

બાપુએ એ બાળકને ઉંચકીને લૉરીમાં બેસાડ્યું. બાળક ગંધાતું હતું. માથામાં પણ જુ પડી હતી. ઍન્ગર વીલેમાં પહોંચીશું એટલે કોઇ અનાથાશ્રમ મળી રહેશે. પીયેરેનો એટલો વાંધો ન હતો.

ઍન્ગર વીલે હજુ ૧૩ માઇલ દૂર હતું. તે તરફ લૉરી

દોડવા માંડી.

થોડી વાર પછી લૉરીમાં બાપુએ પોચી પડી ગયેલી ચોકલેટ કાઢી બધાને આપી. પીયેરને આપવા ગયા ત્યારે તેણે પૂછ્યું:

'આજે રવિવાર છે? રવિવારે જ જમીને ચોકલેટ ખવાય એવું માએ કહ્યું છે.

'તું તારી પાસે રાખી મૂક. જમીને ખાજે, બાજે ખાઇશ તો તારી મા ગુસ્સે નહિ થાય.'

ગંદા બાળકે તે લેવા એકદમ હાથ ધર્યો અને દુકાળિયાની માફક જલ્દી જલ્દી ખાઈ ગયો અને પાછી બીજી માગી.

રોઝ એની પર ચ્હીડાઇ ગઇ.

'આ તે ખાવાની રીત છે! કુક્કર પણ તારા કરતાં સારી રીતે ખાતું હશે. બાપુનો જરા ઉપકાર તો માન.'

તે છોકરો કશું સમજ્યો નહિ પણ કંઇ હાવભાવથી જરા સમજ્યો હોય તેમ તેણે બાપુને કહ્યું: 'આભાર.'

બાપુ વિચારમાં પડયા. આ બાળક જર્મન ભાષા બોલતો ન હતો. તે ડચ હતો, ફ્લેમીશ હતો કે શુંએ હતો. બાપુને બધું જ સરખું હતું કારણ કે એમાંની એક્કે ભાષા એમને આવડતી નહોતી.

ઝપાટાભેર તેઓ રસ્તો કાપતાં હતાં.

રસ્તો તો વધારે પડતો શૂન્ય લાગતો હતો.

કંઇક રડયું ખડયું એકાદ ગાડું રોજને ચીલે ચાલ્યું જતું હતું કે કોઇ વખતજ કોઈ ફીજરતી દેખાતાં હતાં. બધું જ શૂન્ય મૃત્યુવત દેખાતું હતું.

ઍન્ગર વીલે ત્રણ માઇલ દૂર રહ્યું, ત્યાં તો અકસ્મરે કહ્યું:

'અહીં પેટ્રોલ મળવુંજ જોઇએ નહિ તો આપણું આવી

બન્યું.'

'કોઇ જાણીતો માણસ મળે તો પૂછી જોઇશું. કશે મળતુ હોય તો.'

એક ખેતર પાસે મોટર ઉભી રાખી, બાપુ અંદર પૂછવા ગયા. ખબર કાઢી. ગંભીર વદને એ પાછા ફર્યા.

'જર્મનો ઍન્ગર વીલેમાં આવી ગયા છે. આખી મોટી ટુકડી આવી છે.'

બધાં તદ્દન ગંભીર થઇ ગયાં.

'બધું જ ખતમ થઇ ગયું. આ બધો કિંમતી માલ સહીસલામત પહોંચાડવાની મારા જીવનની એક નાની ઉમેદ હતી. જીવનું જોખમ ખેડાય તેટલું ખેડયું પણ અંતે બધું જ નિષ્ફળ ગયું.' અફસરે કહ્યું.

'હવે શું કરશો?' બાપુએ પૂછ્યું

'શું કરીશ? બધું દારૂગોળાથી ઉડાડી મૂકીશ.'

'પછી તમે કયાં જશો?

'આ મોટો રસ્તો છોડી દઇ ખેતરોમાં સંતાતા સંતાતા છટકી જવા પ્રયાસ કરશું. તમારી અમને ચિંતા થાય છે પણ આટલાં બધાં બાળકો સાથે છે એટલે કોઇ તમારો વાળ વાંકો નહિ કરે'

'અમારી ચિંતા ન કરતા' બાપુએ કહ્યું 'તમારે તો જીવતા પહોંચવું જોઇએ. દેશને તમારી વધારે જરૂર છે. ફરીથી લડવા માટે દેશને તમારા જેવા જુવાનિયાની ખૂબ જરૂર છે.'

'પણ જર્મનોના હાથમાંથી છટકીએ તો જ ને?' અફસરે કહ્યું.

બાપુએ બાબાગાડી ઉતારી, બાબાગાડીમાં બધો જ સામાન મૂકયો. અફસરોને છેલ્લી સલામ કરી ઍન્ગર વીલે

તરફ ચાલવા માંડ્યું.

થોડી થોડી વારે બધા પાછળ જોતા હતા. દૂરથી અફ-સ-ને લૉરીમાં કંઇ મૂકી દૂર દોડતો જોયો. લૉરી એકાએક ધુમાડાથી ઘેરાઇ ગઇ. એક મોટો ધડાકો થયો અને લૉરીના ભ.ગો અને બીજો સામાન હવામાં ઉડતાં દેખાયાં.



## પ્રકરણ દસમું

ઍન્ગર વીલે પૅરીસથી ઓરલિયન્સ જવાના રસ્તાપર આવેલું એક નાનું શહેર છે.

પાંચ વાગ્યા હતા. ઍન્ગર વીલે ગયા સિવાય તેમનો છૂટકો નહોતો. સીડોટોન છોડયા પછી તેઓ વિલાયતને રસ્તે ચાલી રહ્યાં હતાં. રસ્તામાં ધીમે ધીમે બાપુની શંકાઓ વધતી જતી હતી. અપાર મુશ્કેલીઓ આવશે એમ એમણે ધાર્યું હતું પણ વિલાયત નહિ પહોંચાય એ શંકા એમને આવી નહોતી. પહેલીજ વાર હવે એમને એ શંકા પડવા લાગી. પોતાની અને સમુદ્રની વચ્ચે જર્મનો આવી ગયા હતા.

ઍન્ગર વીલે તરફ પ્રયાણ કરતાં કરતાં એમને લાગ્યુ કે તેઓ વિનાશ તરફ પ્રયાણ કરી રહ્યા છે. પોતાની તેમને ચિંતા ન હતી. એ વૃદ્ધ હતા, જીવનથી કંટાળેલા હતા. તેઓ થોડા દિવસ વધારે જીવતે તો થોડાં ફૂલઝાડ રોપત કે વધારે માછલીઓ પકડત. પણ આ બાળકોની જ તેમને ખરી ચિંતા હતી. પોતે પકડાય તો જર્મનો

ગેબ્રૅ અને પીયેરેને તો ફ્રેન્ચ પોલીસને સુપ્રત કરે. મોડાં વહેલાં તેમનાં સગાં તેમને મળી જાય પણ શીલા અને રાનીનું શું? ફ્રાન્સમાં તેમનું કોઇ સગું ન હતું અને આ નવું મળેલું બાળક, જેને ભય અને ધિક્કારથી અણઘડ સ્ત્રીઓ પથરા મારી મારીને મારી નાખતી હતી તેનું શું?

પણ ઍન્ગર વીલે ગયા સિવાય બીજો રસ્તો નહોતો. ખેતરોમાં પેલા અફસરોની માફક એ સંતાઇ શકે એમ નહોતું.

રસ્તામાં એમને જર્મન સૈનિકોથી લદાયેલી લૉરીઓ મળી. સૈનિકોએ ઘેરા ગણવેશ પહેર્યા હતા. તે થાકેલા લાગતા હતા છતાં યંત્રવત કામ કર્યે જતા હતા.

'આ સ્વીસ સૈનિકો છે?' રાનીએ પૂછ્યું.

'ના, એ જર્મન સૈનિકો છે. તમારે બીવાની જરૂર નથી પણ જરા સંભાળજો. જર્મન સૈનિકોને અંગ્રેજી ભાષા નથી ગમતી. માટે તમે કોઇ અંગ્રેજી ભાષા બોલશો નહિ.'

આ લોકોને રસ્તામાં ફરતાં જોઈ એક જર્મન સૈનિક બોલ્યોઃ 'આજ રીત ખરી છે. અમારાથી તમે શું કામ બીઓ! અમે તો અહીંયાં સુલેહ શાંતિ સ્થાપવા આવ્યા છીએ. અમે તો તમારા મિત્રો છીએ.'

બીજા એક સૈનિકે પૂછ્યું: 'તમે ક્યાંથી આવ્યાં?'

'પીથીવીયર્સથી.'

'તો તમે થાકી ગયાં હશો અને ભૂખ્યાં થયાં હશો.'

'થોડે આગળ રસોડું છે. ત્યાં તમને ખાવાનું આપશે..'

પછી એની નજર પેલા ગંદા બાળક પર પડી. એના ઘા પર પણ પડી.

'સામે દેવળ પાસે અમારી હૅાસ્પિતાલ છે ત્યાં આ બાળકને ઘા પાટા કરી આપશે.' કહી તે ચાલી ગયા.

શહેરમાં બજારમાં ટૅન્કો અને બખ્તરી મોટરો હતી. ત્યાં લશ્કરી વાજું વાગતું હતું. ગામડાના લોકો ટોળું વળી તે સાંભળતાં હતાં.

'અમે જઈને સાંભળીએ ?' રેનીએ પૂછ્યું.

બાપુ તેમને દૂર લઈ ગયા.

'જો જો, કોઈ અંગ્રેજીમાં બોલતાં નહિ. અંગ્રેજીમાં બોલશો તો મોઢામાં દેડકુંજ મૂકી દઈશ.'

લશ્કરી ઇસ્પિતાલ થોડે દૂર હતી. બારણેજ એક જર્મન અફસર ઉભો હતો. બીજાં બાળકોને રોઝને સોંપી પેલા ગંદા બાળકને લઈ બાપુ ઇસ્પિતાલ પાસે ગયા અને ફ્રેંચમાં તે બાળકને પાટો બાંધી આપવા કહ્યું.

અંદર તંબુમાં સફેદ ઝભ્ભો પહેરી એક ડૉકટર ઉભો હતો. તેણે બાળકને બહુજ કાળજીથી તપાસ્યો. તેનાં ગંદા ગંધાતાં કપડાં જોઈ કહ્યું:

'તમે કલાક પછી આવજો. છ વાગે.'

બાપુ પાછા ગયા. ઘાને સ્હેજ પાટો બાંધતાં કંઈ કલાક થતો હશે!

બાપુને કંઈક અશુભની અગાહી થઈ પણ એ કાંઈ કરી શકે એમ ન હતું. જર્મનો સાથે વધારે વાતો કરતાં પણ બાપુ બીતા હતા. પોતાની ફ્રેન્ચ ભાષા બોલવાની રીતથી જ પોતે અંગ્રેજ છે તે કદાચ પકડાઈ જાય.

ઝરાપર ઉતાવળમાં શીલાની ચડ્ડી રહી ગઈ હતી. બીજાં થોડાં કપડાં પણ લેવાનાં હતાં. બાપુને થયું કે અહીં કલાક રાહ જોવાની છે એટલામાં એ કામ પતાવું.

પહેલાં રેનીનું કૌતક સંતોષવા દૂરથી ટૅન્કો બતાવી, પછી તેઓ કપડાંની દુકાન પર ગયાં.

દુકાનમાં દાખલ થતાંજ એમને એક જર્મન મળ્યો. ઇસ્પિતાલમાં બાપુએ તેને જોયો હતો. તે પણ ખરીદી કરવા આવ્યો હતો. બાપુ બાજુએ ઉભા અને એને પહેલાં ખરીદી કરી લેવા દીધી. સૈનિકે એક પીળી જરસી, ખમીસ, બે ટુંકાં પાટલુન, ચડ્ડી વગેરે લીધું.

કપડાં વેચનાર બાઇ બોલતી હતી તે જર્મન સમજતો નહતો. તેથી કાગળ પર તેણે કપડાંની કિંમત લખી. જર્મને તે લઇને વાંચી. એણે પોતાના ખીસામાંથી એક કાગળ કાઢી તેની પર પૈસાની રકમ લખી આપી પોતાની સહી કરી.

'આ આટલો માલ હું હમણાં જપ્ત કરૂં છું. એના પૈસા તને પછી મળશે.'

એ સ્ત્રીએ હોહા કરી મૂકી. 'પૈસા વગર હું મારો માલ નહિ. આપું મારો વર મને મારી નાખે. આ તમે સારૂં નથી કરતા.'

જર્મને કહ્યું: 'આ ચિઠ્ઠી જર્મનીનું નક્કર નાણું છે. જો તું એ લેવા ના પાડીશ તો હું પોલીસને જ બોલાવીશ. તારા વરને કહેજે કે આ નક્કર જર્મન નાણું મેળવવા માટે મારો ઉપકાર માને.'

'તે યાહુદી છે? યાહુદી માટે અમે સરસ રસ્તો શોધી કાઢ્યો છે.' એમ બોલી જર્મન બહાર ગયો અને તે સ્ત્રી બબડતી બબડતી એ કાગળનો ટૂકડો હાથમાં રાખી ઉભી રહી. બાપુ તેની પાસે ગયા. બાપુને એણે જુદાં જુદાં કપડાં બતાવ્યાં. રોઝની સલાહ લઇને શીલાને ત્યાંનાં ત્યાંજ પહેરાવ્યાં. તે સ્ત્રીએ બાપુના આપેલા પૈસા પણ તપાસી તપાસીને જોયા.

'તમે તો જર્મન નથી ને?'

બાપુએ ના પાડી

'મને લાગ્યું કે તમે ફ્લેમીશ છો.'

પોતે અંગ્રેજ છે તે કહેવામાં જોખમ હતું. આ છોકરાંઓ અંગ્રેજીમાં બોલી બાજી મારશે એવી સતત બીક એમના મનમાં રહેતી હતી.

દુકાનની બહાર નીકળતાં નીકળતાં તેમણે કહ્યું:

'હું નૉર્વેનો છું. મારા દેશે પણ ઘણું સહન કર્યું છે.'

છ વાગ્યા એટલે બાળકોને દેવળ પાસે મૂકી બાપુ એકલા એકલા હૉસ્પિતાલમાં ગયા. પેલો જર્મન એમને પાછો ત્યાં મળ્યો, 'ઉભા રહો.' કહી તે અંદર ગયો. થોડી વારમાં ડૉકટર પેલા બાળકને લઇ બ્હાર આવ્યા.

જાણે નવુંજ બાળક ન હોય! તેના હાથમાં મીઠાઇ હતી, એના બાલ કાપી બરાબર ઓળ્યા હતા. પીળી જરસી અને ખાકી ટુંકું પાટલૂન પહેરાવી ગળે સફાઇથી પાટો બાંધ્યો હતો ડૉકટરે હસીને કહ્યું:

'અમે એને નવરાવ્યો પણ છે.'

'તમે તો હદ કરી, કપડાં માટે ને આ બધા માટે જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.' બાપુએ કહ્યું.

ડૉકટર પણ ફૂલાયો.

'તમારે મારો ઉપકાર નથી માનવાનો, તમે જર્મનીનો ઉપકાર માનો. અમે જર્મનો અહીં શાંતિ, સ્વચ્છતા, અને વ્યવસ્થા લાવીશું. એમાં જ ખરૂં સુખ છે. ફ્રાન્સ માટે તો નવો યુગ શરૂ થયો છે.'

બાપુ કંઇ બોલવા જતા હતા. પણ એટલામાં પીળી જરસી પર એમની નજર પડી. એમની નજર પાસે પેલી દુકાન વાળી કકળતી સ્ત્રી તરી આવી અને તે મૂંગાજ રહ્યા.

'આ ડચ બાળક માટે જે જર્મનીએ કર્યું છે તે દુનિયાના

દરેક બાળક માટે જર્મની કરશે'

'તમે એના બાપ છો?'

ભયે બાપુના મગજને સતેજ બનાવ્યું. સાચો પણ નહિ અને જૂઠો પણ નહિ એવો તેમણે જવાબ આપ્યો:

'પીથીવીયર્સમાં તે ભૂલો પડ્યો હતો અને તદ્દન એકલો હતો. હું એને કોઇ અનાથાશ્રમમાં મૂકવા ધારું છું.'

'મેં ધાર્યું કે તમે ડચ હશો. અહીંના ફ્રેંચ લોકો જેવા તમારા ઉચ્ચાર નથી.'

પોતે નૉર્વેજીયન છે તે કહેવામાં ફાયદો નહોતો. તે દેશ જર્મનીની બહુ પાસે આવ્યો હતો.

'હું દક્ષિણથી આવ્યો છું. ડુલહાઉસથી. મારાં છોકરાં સાથે રહું છું. મૉન્ટેર્જીસમાં અમે જુદા પડી ગયા. પ્રભુ જાણે તેમનું શુંએ થયું હશે. પેલાં બધાં મારા છોકરાનાં છોકરાં છે. ભગવાન કરે ને હવે તો ઘેર પહોંચીએ.' બાપુએ કહ્યું.

ડૉકટર પણ એના પુરાણથી કંટાળ્યો.

'હવે તમે જાવ. હવે લડાઇનો અંત આવશે.'

બાપુ બનતી ત્વરાએ એને બ્હાર લઇ ગયા.

રોઝ શીલા અને પીયેરે તે ગયા ત્યારે જ્યાં હતાં ત્યાંજ હતાં, પણ રોની કશે દેખાયો નહિ.

રોઝે તરત કહ્યું:

'એને ઘણીયે ના કહી, કહ્યું કે તમે ચીડાશો તો પણ એ પેલી રણગાડી જોવા ભાગી ગયો.'

'હું જઇને ટૅન્કસ જોઉં.' શીલાએ મોટેથી શુદ્ધ અંગ્રેજીમાં પૂછ્યું.

'ના આજે નહિ.'

બાપુ વિચારમાં પડ્યા. બાળકોને એકલાં મૂકી રોનીને

શોધવા જાઉં કે એમને સાથે જ લઇ જવાં? બન્નેમાં જોખમ હતું.

તેમને એકલાં મૂકવામાં બમણું જોખમ હતું.

બધાંને લઇ તેઓ ટૅન્કો લૉરીઓ હતાં ત્યાં ગયા. બધે જ જર્મન સૈનિકો હતા. તે થાકેલા લાગતા હતા અને એમને ધિક્કારતી પ્રજા સાથે મિત્રાચારી કરવા પ્રયાસ કરતા હતા.

એકાએક શીલાએ કહ્યું: 'પેલો રહ્યો રોની.'

રોની એક જર્મન સૈનિક સાથે રણગાડીમાં બેસી વાત કરતો હતો.

ભયથી બે ઘડી તો બાપુનું રક્ત થીજી ગયું.

એ જાણતા હતા કે ઘણુંખરું તો રોની ફ્રેંચમાં જ વાતો કરતો હશે. અંગ્રેજીમાં બોલવાને તેને કંઇ ખાસ કારણ નહતું પણ તે જાણતા હતા કે તે પોતે જાય તો જરૂર રોની પોતાના ઉમળકામાં અંગ્રેજીમાં એમની સાથે વાત કરવા માંડે. બાપુનું મગજ પાછું જાગૃત થયું. સામે થોડે દૂર રસોડું હતું. તે બતાવી રોઝને કહ્યું:

'અમે રસોડામાં ખાવા જઇએ છીએ. તું રોનીને ત્યાં લઇને આવ. તને ભૂખ લાગી છે ને?'

'હા' કહી રોઝ દોડી. બાપુએ ઘડીભર ઇશ્વરની પ્રાર્થના કરી. હવે બાજી એમના હાથમાં રહી ન હતી.

આ બે બાળકના હાથમાં અને ઇશ્વરના હાથમાં એમનું ભાવિ હતું. રસોડામાં જઇ જરા દૂર એક બાંકડા પર એમણે બાળકોને બેસાડ્યાં. પોતે જ રસોઇયા પાસે જઇ પાઉં અને રાબડી લઇ આવ્યા.

ઘડી બે ઘડીમાં રોઝ અને રોની આવી પહોંચ્યાં. રોની તો હજુ એની રણગાડીની જ ધૂનમાં હતો. તેણે અંગ્રેજીમાં કહ્યું:

'મને છેક ટૅન્કની અંદર લઇ ગયા.'

ધીમેથી ફ્રેંચમાં બાપુએ કહ્યું:

'તું ફ્રેંચમાં કહે તો પીયેરને સમજ પડે.' પોતાના ધાર્યા પ્રમાણે કોઇએ સાંભળ્યું તો નહોતું પણ બાપુ સમજી ગયા કે અહીં રહેવામાં વધારે જોખમ છે.

રોનીએ ફ્રેંચમાં પૂછ્યું:

'બાપુ! કાલે હું એમની સાથે રણગાડીએ ામાં ફરવા જાઉં? એમણે મને બોલાવ્યો છે. ટૅન્કની અંદર એક એક મોટી તોપ હતી અને બે નાની. ટૅન્ક કલાકના સીત્તેર કીલોમીટર ચાલે.'

'કાલની વાત કાલે' બાપુએ કહ્યું 'કાલે આપણે અહીં ન પણ હોઇએ.'

ત્યાં તો રોઝ એકાએક ભભડી ઉઠી: 'આ તો બધા ઘાતકી જર્મનો છે. લોકોના જીવ લેવા અહીં આવ્યા છે.'

બાપુએ મોટેથી ઉધરસ ખાધી.

'જલ્દી જમી લ્યો. બહુ વાતો કરી.'

સારું હતું કે કોઇએ સાંભળ્યું નહતું, નહિ તો હેરાન થઇ જાત.

ઍન્ગર વીલે તેમને માટે રહેવા લાયક નહોતું.

કોઇ પણ હિસાબે અહીંથી જતા રહેવું જોઇએ. કલાક બે કલાકમાં તો ભાંગરો વટાઇ જાય. હજુ સાંજ પડવાને વાર હતી. બાળકો થાકયાં હતાં પણ શહેર બહાર જવું સારું હતું.

એમના પહેલાંના વિચાર મુજબ તે અહીંથી ચારટરીઝ જવાના હતા. ચારટરીઝથી સેન્ટ મૅલો માટે આગગાડી મળશે, એમ તેઓ ધારતા હતા. ચારટરીઝ રાત પહેલાં પહોંચાય એમ નહોતું, ચારટરીઝ હજુ ૩૦ માઇલ દૂર હતું. જર્મનોએ કબજે કરેલા પ્રદેશથી બહાર થઇને જવાય તેમ ન હતું. બીજો

કોઈ રસ્તો ન હતો એટલે ચારટરીઝ જવાનું એમણે નક્કી કર્યું.

બાળકો તો ખાતાં ખાતાં પણ ખૂબ વખત કાઢી નાખતાં. પીયેરે અને શીલાએ ખાતાં કલાક કર્યો.

વર્ષોના અનુભવે કેળવાયલા ધૈર્યથી જ એ આ બધું સહન કરી શકતા હતા.

બાળકો ખાઈ રહ્યાં એટલે હાથ મોં ધોઈ જર્મન સૈનિકોનો ઉપકાર માની, બાબાગાડી લઈ એમણે પ્રયાણ શરૂ કર્યું.

છોકરાંઓ લ્હેરાતાં લ્હેરાતાં ધીમે ધીમે ચાલે. રાતના આઠ વાગી ગયા હતા અને બાપુનો જીવ જતો હતો. પીયેરેને માટે અનાથાશ્રમ શોધવાનો યે એમને ક્યાં વખત હતો! પીયેરે કંઈ એમને ભારે નહોતો પડતો. ખરી ચિંતા તો આ ડચ બાળકની હતી. એ બોલતો તે કોઈ સમજતું જ નહિ. બાપુને તો તેનું નામ પણ ખબર ન હતું. કદાચ તેનાં કપડાં પર લખ્યું હશે.

પણ એનાં જૂનાં કપડાં તો ગયાં. અત્યાર સુધીમાં તો એ કપડાં બાળી પણ નખાયાં હશે. યુદ્ધ પુરું થતાં સુધી એ કોણ હતો, કોનો બાળક હતો, તેની કંઈ પણ ખબર પડશે જ નહિ. ના, ના, કદાચ હંમેશ માટે પણ.

એ વિચારે બાપુને વેદના થઈ. નામ ઠામ જાણીતાં હોય તેવા બાળકને અનાથાશ્રમને સોંપે તો અચાનક પણ તેનાં સગાં વહાલાંને તેનો પત્તો મળે. હવે એને અનાથાશ્રમમાં મૂકે તો હંમેશ માટે એ અનાથ જ રહે. એને માટે તેઓ એટલું જ જાણતા હતા કે જુન મહિનામાં એક દિવસે પીથીવીયર્સમાં રખડતો એ એમને મળ્યો હતો.

ધૂળવાળા રસ્તામાં તેઓ આગળ ચાલ્યે ગયાં. એટલામાં શીલાએ કહ્યું: 'મારે પગે કાંકરા વાગે છે.'

તેમણે શીલાને અને પીયેરેને બાબાગાડીમાં બેસાડયાં

અને ચોકલેટ આપી. બાપુ સમજી ગયા કે હવે રાતના આરામ લેવાની કંઇ તૈયારી કરવી જોઇએ.

પાસે ખેતર હતું ત્યાં ગયા. ઘરને તાળું હતું અને તે ત્યજાયલું લાગતું હતું. ગઇ રાત માફક બહાર ગાય ભેંસના તબેલામાંજ સૂવાનું નક્કી કર્યું. પાથરવા ઓઢવાનું કંઇ બરાબર ન હતું. બાપુને વહેમ હતો કે છોકરાંઓ બૂમ મારશે. પણ છોકરાંઓ તો એટલાં બધાં થાકેલાં હતાં કે જોત જોતામાં તો એ બધાંજ ઉંઘી ગયાં.

બાપુ પણ ઘાસ પર સૂતા. થાકીને લોથ થઇ ગયા હતા. થાક અને અશક્તિથી ઉગરવા કલાક પહેલાં એમણે બ્રાન્ડીનો એક ઘુંટડો પીધો હતો.

હવે થાક બમણો લાગ્યો.

વિલાયત પહોંચી શકવાની આશા એમણે લગભગ છોડી દીધી હતી. લગભગ આખું ફ્રાન્સ જર્મનીએ કબજે કર્યું હતું.

કોઇ ફ્રાન્સવાસીને ત્યાં સંતાઇ જાય તોજ કદાચ ન પકડાય. પણ અહિં ફ્રાન્સના આ ભાગમાં તેઓ કોઇને ઓળખતા નહતા.

અડધા જાગતા અડધા ઊંઘતા વિચારગ્રસ્ત તેઓ પડી રહ્યા.

ના, ના, એમને યાદ આવ્યું કે તેઓ અહિં એક માણસને થોડુંઘણું તો ઓળખતા હતા. અઢાર મહિના પહેલાં સીડોટનમાં જ્હૉન સાથે બરફ પર સરતી પેલી યુવતિ 'નીકોલે' એમની આંખ આગળ આવી. તેના પિતા બાપુને સાંભર્યા. તે લશ્કરમાં કર્નલ હતા. તેમને પણ તે ઓળખતા હતા. હોટેલમાં બેસી બન્ને સોગટાબાજી રમ્યા હતા.

સોગટાબાજી રમતાં રમતાં લડાઇ થશે કે કેમ તેની કેટલીય ચર્ચા તેમણે કરી હતી. આ 'રોઝેરોન' કુટુમ્બનો તેમણે વધારે

ગંભીરતાથી વિચાર કરવા માંડ્યો.

ચારટરીઝ અહીંથી બહુ દૂર નહતું. પચ્ચીસ જ માઇલ છેટે હતું. પ્રયાસ કરે તો કદાચ કાલે પણ ત્યાં પહોંચી જવાય! રોજેરોન કદાચ બહારગામ પણ ગયા હોય, છતાં એમને ત્યાં જવામાં સાર હતો.

કંઇ નહિ તો એમની સલાહ તો લેવાય. બાપુ ઘણે દિવસે કોઇ પુખ્ત ઉંમરના માણસને મળવા તલસી રહ્યા. કોઇ એવાને કે જેને મુશ્કેલી સમજાવાય, અને જેની સાથે અંતર ખોલીને વાત કરી શકાય.

હમણાં તો એ ઊંઘી ગયા. સવારના બાળકોને નળ તળે તેઓ નવરાવતા હતા તેવામાં એક જાજરમાન સ્ત્રી આવી.

બાપુ પર તે ચીડાઇ ગઇ. પોતાના ઘરમાં પોતાની રજા વગર તે કેમ ઘુસ્યા હતા?

બાપુએ ધીમે ધીમે બધું સમજાવવા પ્રયાસ કર્યો.

બાપુનું પેલી સ્ત્રીએ જરા ઝીણવટથી નિરીક્ષણ કરી કહ્યું:

'તમે અંગ્રેજ લાગો છો?'

'હું અંગ્રેજ હોઉં તેનું શું છે?

'ઍન્ગર વીલેમાં બધાંજ કહે છે કે અંગ્રેજોએ જ અમને દગો દીધો છે. ડંકર્કમાંથી અમને છોડીને નાસી ગયા.'

બાપુ ભય સમજી ગયા. આ સ્ત્રીનો ભરોસો નહિ. એ તો એમને જર્મનોને વેચી નાખે એવી લાગતી હતી.

હિંમતથી બાપુએ એના સામે જોયું ને કહ્યું:

'તું ખરેખર માને છે કે અંગ્રેજ તમને આ રીતે દગો દે? આ વાત જર્મન પ્રચારખાતાનું ફેલાવેલું જુઠાણું નથી?'

તે નરમ પડી.

'હું કંઇ એ બધું સમજતી નથી. હું તો એટલું જાણું

છું કે આ મારૂં ખેતર વિનાશ પામ્યું છે.'

થોડી વાર તે મૂગી રહી પછી કહ્યું: 'તમે અંગ્રેજ છો, માટે કોઇ તમને જુએ તે પહેલાં અહીંથી જતા રહો.'

બાપુએ બધાં બાળકોને બોલાવ્યાં અને જવાની તૈયારી કરી.

'તમે ક્યાં જાઓ છો ?' તેણે પૂછ્યું.

'ચારટરીઝ.'

કહેતાં તો કહેવાઇ ગયું. કહેવા માટે બાપુને પસ્તાવો થયો.

'ટ્રામમાં જશો ? આઠ ને દસે એક ટ્રામ ઉપડે છે. હજુ અડધો કલાક છે.'

બાપુ ટ્રામની વાત તો ભૂલી જ ગયા હતા. આ સ્રીએ ઠીક યાદ અપાવ્યું.

'ટ્રામ ચાલે છે ?' બાપુએ પૂછ્યું.

'શા માટે ન ચાલે? જર્મનો તો કહે છે કે તે લોકો તો અહીં સુલેહશાંતિ સ્થાપવા આવ્યા છે.'

બાપુએ તેનો ઉપકાર માન્યો અને ટ્રામના મથક પાસે ગયા.

થોડીવારમાં વરાળથી ચાલતી ટ્રામ તરીકે ઓળખાતી નાની આગગાડી આવી પહોંચી.

ત્રણ કલાક પછી બાબાગાડી લઇ બાપુ ચારટરીઝના રસ્તા પર ચાલતા હતા. અત્યંત સહેલાઇથી તે અંહીયાં આવી પહોંચ્યા હતા.

રસ્તામાં કશુંજ અસાધારણ બન્યું ન હતું.



## પ્રકરણ અગિયારમુ

ઍન્ગર વીલેની માફક ચારટરીઝ પણ જર્મન સૈનિકોથી ભરપૂર હતું. જ્યાં જુઓ ત્યાં જર્મન સૈનિકો. ખાસ કરીને મોટી મોટી દુકાનોમાંથી કાગળના પૈસાથી તેઓ કપડાં મોજાં વગેરેની ખરીદી કરતા હતા.

ટેલીફોનની ચોપડીમાંથી રોજેરોનનું સરનામું તેમણે શોધી કાઢ્યું. જે લતાના માળામાં તે રહેતા હતા તે રસ્તાની ખબર કાઢતા કાઢતા બાબાગાડી લઇ બાપુ ત્યાં પહોંચી ગયા.

એ લોકો બીજે માળે રહેતાં હતાં. બાળકોને પાછળ ચઢ-વાનું કહી તેઓ જરા આગળ ગયા. નીકોલે જ બારણું ઉઘાડવા આવી.

'બ્હેન ! હું આપના પિતા કર્નલ રોજેરોજને મળવા આવ્યો છું. મને તું ઓળખે છે ? આપણે પહેલાં સીડેટોનમાં મળ્યા છીએ.'

થોડી વાર તો એમને જવાબ ન મળ્યો. બાપુ એને તરત જ ઓળખી શક્યા. પહેલાંની માફક જ તેના કાળા બાલ ઓળેલા

હતા અને પણ ગળે કાળો ગલપટો બાંધ્યો હતો.

'હું આપને ભૂલી જાઉં ? મારા પિતાજી તો હમણાં અહીં નથી. બકારગામ ગયા છે, ત્રણ મહિનાથી ગયા છે. છેલ્લા 'મૅટ્સ' પાસે હતા. ત્યાર પછી એમની કંઈજ ખબર અંતર નથી.'

બાપુએ આવું ધાર્યું તો હતું જ્યાંય આ સાંભળી ન મળ્યા તે બાબતની નિરાશા તો લાગી જ.

'ચારટરીઝમાં એમને મળવાની મેં આશા રાખી હતી. પણ આવે વખતે તમને હું તકલીફ નહિ આપું.'

'આપ કંઈક વિટંબણામાં દેખાવ છો. હું કંઈ બાળક નથી. સમજી શકું છું. આપ અંદર તો આવો; આપણે કંઈ વાત કરી રસ્તો કાઢશું.'

બાપુ અંદર ગયા. એમની પાછળ બધાં જ છોકરાંઓ દેખાયાં. નીકોલે તો બાળકોને જોઈ આભી જ બની ગયેલી લાગી.

'અમે ઘણાં છીએ.' બાપુએ જરા અચકાતાં કહ્યું.

'આ કોનાં છોકરાં છે? મને સમજાતું નથી.'

'મારાં તો નથી જ. હું તો એમની સંભાળ રાખું છું, અને મુશ્કેલીમાં તો છું જ.'

નીકોલેએ પોતાની માને બોલાવી. આ બાળકોની ઓળખાણ બાપુએ કરાવવા માંડી પણ આ સ્ત્રીઓને પુરી સમજ પડી નહિ.

'આ બાળકોએ કંઈ ખાધું છે? એ બધાં ભૂખ્યાં છે?'

'એ લોકો તો તળાવે તરસ્યાં ને વેળાએ ભૂખ્યાં જેવાં જ છે. પણ તમે એ માથાકૂટમાં પડશો નહિ. હું બહાર લઈ જઈ એમને ખવડાવી આવીશ.' બાપુએ કહ્યું.

'એમ તો બને જ નહિ.' કહી નીકોલેની મા રસોડામાં ખાવાનું કરવા ગઈ અને નીકોલે બાપુ પાસે બેઠી.

પોતાના વેશ માટે બાપુ જરા શરમાયા. 'હું ખરેખર

બાબરા જેવો થઇ ગયો છું. તમારી સમક્ષ બેસતાં યે વિચિત્ર લાગે છે.'

'આવા વખતમાં બધું યે ચાલે. પણ મને આપ આપની વાતો કરોને !'

'બાપુ પોતેજ કોઇ સાથે અંતર ઠાલવવા આતુર હતા. બધું યે તેમણે નીકોલેને કહેવા માંડ્યું. 'હું બધું કહીશ ત્યારે જ તને કંઇ સમજ પડશે.' બાપુએ કહ્યું.

'આ વર્ષની શરૂઆતમાં મારા જીવનમાં એક મોટો આઘાત આવ્યો. મારો એકનો એક પુત્ર લડાઇમાં મરણ પામ્યો. એ શહેનશાહી હવાઇ જહાજમાં હતો. દુસ્મનો ઉપર હલ્લો કરવા જતાં એ મરણ પામ્યો.'

'તે તો હું જાણું છું.' નીકોલેએ કહ્યું.

બાપુને જરા નવાઇ લાગી, પોતે કદાચ ઉંધું સાંભળ્યું હશે એમ માન્યું. પછી તો સીડોટનમાં શીલા અને રોનીનાં માબાપ કેમ મળ્યાં તેની વાત કરી અને ત્યારથી તે અત્યાર સુધીની વીતકકથા કહી.

'આ પારકાં બાળકોની બલા આપ જ માથાપર લઇ શકો' નીકોલેએ કહ્યું. 'અમે ફ્રેંચ લોકો અંગ્રેજોને કદી સમજી શકવાનાં નહિ.'

બાપુ પછી નહાવા ગયા. નીકોલેએ એક પછી એક બાળકોને નવરાવી લીધાં. બધાંએ ઘણે દિવસે પહેલી જ વાર ઘર જેવું ખાધું.

ખાઇને એકલાં પડ્યાં એટલે બાપુએ પોતાના ભાવિ કાર્યક્રમની વાતો કરવા માંડી.

'હું વિલાયત જઇ શકું તો પીયેરે ને આ ડચ છોકરાને અમેરીકા મોકલી આપું. ત્યાં મારી દીકરી છે અને એના

વિશાળ મકાનમાં લડાઇના અંત સુધી તે એમને જરૂર રાખશે.'

'કોણ, આપની દીકરી ઍનીડને?'

બાપુને આ છોકરી પોતાની દીકરીનું નામ પણ જાણે છે તે જોઇ નવાઇ લાગી.

'હા એજ. તેને એક નાનો દીકરો પણ છે. તે એમની સાથે સારી રીતે વર્તશે અને આ બાળકો એમની સાથે ભળી જશે.'

'જરૂર.'

વિલાયત પહોંચવાની મુશ્કેલીઓ એ ઘડી વિસારે પડી અને બાપુ બોલ્યા.

'પણ આ બાળકનાં માબાપ મળવાં હવે અશકય છે. એનું નામ પણ અમે જાણતા નથી.'

એટલામાં રોની આવી પહોંચ્યો.

'અરે! એનું નામ તો અમને ખબર છે.'

'વીલ્હેમ ઇબે'

નીકોલેની માએ પૂછ્યું:

'પણ ભાષા તો આવડતી નથી ને નામ કયાંથી જાણ્યું!'

બાળકો બધાં હસી પડ્યાં.

'નામ જાણવામાં ભાષાનું શું કામ હતું!'

થોડીવારે નીકોલેની માએ કહ્યું: 'આપ જરૂર મુશ્કેલીમાં છો. અમે આપને માટે શું કરી શકીએ તે જણાવો.'

'મારે વિલાયત જવું છે પણ મારે મારા મિત્રોને મુશ્કેલીમાં મૂકવા નથી. તમે આશ્રય આપ્યો તે માટે ઉપકાર. આ દિવસમાં તે પણ કોણ આપે? હું ફરી આવું ત્યારે કર્નલ મળે એવી આશા રાખું છું.' કહી બાપુએ જવાની તૈયારી કરવા માંડી.

'ના, આપની કંઇ ગોઠવણ ન થાય ત્યાં સુધી હું આપને

જવા દેવાની નથી. એ દરમિયાન કંઇક ઉકેલ સૂઝશે.' નીકોલેએ કહ્યું. 'મારા પિતાજી હતે તો જરૂર કંઇ માર્ગ કાઢતે.'

'ના. મારે માટે તમારે જોખમ ખેડવાની કંઇ જરૂર નથી.' બાપુએ કહ્યું. 'હું મારે મારો રસ્તો શોધી લઇશ.'

'પણ જુઓને, આપનાં આ કપડાં જ આપને પકડાવી દેશે.' નીકોલેએ કહ્યું.' ફ્રેંચ લોકોના જેવો આ વેશ નથી.'

'બા, તું એમને પિતાજીનાં જૂનાં ઉતરી ગયેલાં કોટ અને પાટલુન આપની'

નીકોલેની માએ પણ કહ્યું: 'ખરી વાત છે. આપનો પહેરવેશ બદલી નાખો. અમારે આપને માટે કંઇક ગોઠવણ તો કરવી જોઇએ જ.'

ઘણી વિનવણી પછી બાપુએ ત્યાં રાત પસાર કરવાનું કબૂલ કર્યું. રાતના નિરાંતે વિચાર થાય. બાપુ પોતે પણ ખૂબ થાકી ગયા હતા.

બાળકો ઘેર બેઠાં બેઠાં કંટાળ્યાં હતાં. તેમને કશે રખડવું હતું. બાપુનું માને નહિ એટલે નીકોલેએ કહ્યું: 'હું ફેરવી આવું.'

'એ તો વાંદરાની જાત છે. કંઇક ઉંધુ મારશે.' બાપુએ કહ્યું. 'જોજે એ કોઇ અંગ્રેજીમાં બોલે નહિ. તું એ લોકો સાથે અંગ્રેજીમાં વાત નહિ કરતી.'

'પણ મને અંગ્રેજી જ કયાં આવડે છે? બે ચાર વાકયો જ જાણું છું.' કહી નીકોલેએ તે વાકયો બોલી સંભળાવ્યાં.

પોતાનો પુત્ર જ્હૉન ફરી ફરી બોલતો હતો તેજ આ વાકયો. બાપુને જ્હૉન સાંભર્યો. એમનું દુઃખ જાગ્રત થયું.

એમના મનની શંકાઓ વધતી ગઇ. આ છોકરીને મોઢે આજ વાકયો કયાંથી?

બાળકો બહાર ગયાં. બાપુ આરામ ખુરસી પરજ ઊંઘી ગયા.

થોડી વારે રોનીએ એમને ઊંઘમાંથી ઉઠાડ્યા.

'અમે તો ભય વરસાવતાં વિમાનો જોઇ આવ્યાં. ખરાં જર્મન વિમાનો. અંદર કેટલો બધો દારૂગોળો! હું તો વિમાનને અડક્યો પણ ખરો!'

'અને અમે એમને ઉડતાં પણ જોયાં. દરિયા તરફ મોટા મોટા જહાજોનો નાશ કરવા તે જતાં હતાં.'

'તું આ લોકોને ક્યાં લઇ ગઇ હતી?'

'વિમાનગૃહ પર.'

'મને ખબર હોત તો ન લઇ જાત. આ છોકરાંઓ તો એવાં નિર્દોષ છે!'

'હા. એમને મન તો આ બધું એક રમત છે. ઘણાં વિમાનો હતાં?'

'હા. સાઠ કે સીત્તેર વધારે હશે પણ ઓછાં તો નહિ જ.!'

'અને મારા દેશનાં જહાજોનો નાશ કરવા જઇ રહ્યાં છે.' બાપુએ નિસાસો નાખતાં કહ્યું.

નિકોલેએ સૌની સૂવાની વ્યવસ્થા વિચારપૂર્વક કરાવી. બાપુને સૂવાને એક જુદો જ ખંડ આપ્યો. આ બધી વ્યવસ્થા માટે બાપુ ખરે જ નીકોલેના ઋણી હતા.

'આ બધાં નાનાં બાળકોને એકવાર ઊંઘાડી દઇએ તે પછીથી આપણે વાતો કરીએ. કંઇક રસ્તો શોધવો જ પડશે.'

પછી બધાં જ છોકરાં ખાઇ પીને સૂતાં. ફક્ત નીકોલે, એની મા અને બાપુ વાતો કરતાં બેઠાં. બાપુએ નિકોલેના પિતાના એક મિત્રની જૂની પડી રહેલી સીગાર ફૂંકવા માંડી.

'હું આજ બપોરનો વિચાર કરી રહ્યો છું કે સ્વીટ્ઝરલૅન્ડ નથી જવું. સ્પેન જવું વધારે સારું પડશે.'

'હા. પણ એ તો બહુ જ લાંબી મજલ થાય.'

અને એમાં બીજી પણ અસંખ્ય મુશ્કેલીઓ હતી. સ્પેનમાં પહોંચ્યા પછી પણ ત્યાંથી વિલાયત જવાય કે નહિ તેની ખાત્રી ન હતી.

'પણ હું તો ક્યારની બીજી જ દિશાનો વિચાર કરી રહી છું.' નીકોલેએ જણાવ્યું. 'હું 'જીન જૅન્રી ગીનીવેક' નો વિચાર કરૂં છું.'

'પણ જૅન્રી હજી સુધી હશે? એ તો ક્યારનોય ચાલી ગયો હશે.' માએ કહ્યું.

'એ કોણ છે?' બાપુએ પૂછ્યું.

'એ મારા પિતાજીનો ખાસ મિત્ર છે. 'લે કૉન્કવેટ'માં તે એક માછીમાર છે. તેની પાસે એક સરસ જહાજ છે.' નીકોલેએ આ માણસની બધી વાત વિગતવાર કરી.

ત્રીસ વર્ષ થયાં કર્નલ દરેક ઉનાળે પોતાની સ્ત્રી અને પુત્રીને લઇ 'બ્રીટની' જતા હતા. બીજા બધા ફ્રેન્ચ પુરુષો કરતાં એમનો સ્વભાવ કંઇ જુદોજ હતો.

એ ડુંગરાળ પ્રદેશ, ત્યાંનો જંગલી સમુદ્ર કિનારો, ત્યાંનો સુંદર પવન તેમને હંમેશાં આકર્ષતો. ત્યાં જઇ એક માછીમારનાંજ કપડાં તેઓ પહેરતા. ત્યાં તેમણે ઘણા માછીમાર મિત્રો કર્યા હતા.

'જૅન્રી નક્કી બાપુને મદદ કરશે. એની પાસે સરસ હોડી છે ને એ સહેલાઇથી વિલાયત જઇ શકશે.'

બાપુને બ્રીટનીના માછીમારોનો અનુભવ હતો. તેઓ સશક્ત બાંધાના સારા ખલાસીઓ હતા.

સ્પેન જવા કરતાં બાપુને આ વિચાર વધારે ગમ્યો. જો કે બ્રેસ્ટ પણ અહીંથી બસો માઇલ દૂર હતું. ત્યાં જવા માટે કદાચ ટ્રેન મળી રહે. જૅન્રી ત્યાં હતો કે નહિ તે તો અહીંથી કહેવું

અશક્ય હતું. ત્યાં જઈને ખબર કાઢે ત્યારે જ ખાત્રી થાય, પણ જૅન્રી નહિ તો કોઈ બીજો મિત્ર જરૂર મદદ કરશે. એ વાતની નીકોલેને શ્રધ્ધા હતી.

'મને જૅન્રીનું સરનામું આપો અને એ ચાર માછીઓ પર ચિઠ્ઠી લખી આપો એટલે હું બાળકોને લઈને કાલે જ જાઉં.' બાપુએ કહ્યું. 'જલ્દી જવું સારૂં. દિવસ જતા જશે તેમ જર્મનોનો જાપ્તો વધશે.'

મોડું થતું હતું એટલે મા અને દીકરી અંદર ગયાં. એ લોકો કંઈ ખાનગી મસલત કરતાં બાપુને સંભાળાયાં. મા સૂતા પછી દીકરી બાપુ પાસે પાછી આવી.

'બા સૂઈ ગયાં છે. હું આપને કહેવા પાછી આવી છું. મેં વાત કરી છે. અમે બન્ને માનીએ છીએ કે હું આપની સાથે બ્રીટની આવું તે જ વધારે ઠીક પડશે.'

બાપુ પળવાર સ્તબ્ધ થઈ ગયા. એમની અજાયબીનો પાર નહોતો. પછી એમણે કહ્યું:

'તમે બેઉ બહુ ઉદાર દિલના છો. પણ હું તને મારી સાથે કેમ લઈ જઈ શકું? જર્મનોના હાથમાં હું ગમે ત્યારે સપડાઈ જાઉં. અમારે માટે મારે તને જોખમમાં નથી મૂકવી.' બાપુએ કહ્યું.

'હું ધારતી જ હતી કે આપ આવું જ કંઈ કહેશો પણ મેં તો મારો નિશ્ચય કરી નાખ્યો છે.' નીકોલેએ કહ્યું.

'તું મને મદદમાં તો બહુ આવે પણ આ કંઈ રમતની વાત નથી. મારે એના પર વિચાર કરવો જોઈએ. સવારે વાત.'

'જો જો, મને ના ન કહેતા. મારે આપને માટે કંઈક કરવું જ છે.'

બાપુને આ શબ્દો હૃદયસ્પર્શી લાગ્યા.

'હું તો તારી સલામતીનોજ વિચાર કરતો હતો. તેં ક્યાં મારે માટે ઓછું કર્યું છે! આટલું બસ નથી?' બાપુએ કહ્યું.

'આપણી જૂની મિત્રતા માટે મારે હજુ પણ વધારે કરવું ઘટે.' નીકોલેએ કહ્યું.

'આપણી જૂની ઓળખાણની મને કદર છે, પણ એ તો હૉટેલની ઓળખાણ. મળ્યા ભાઈની પ્રિત.'

નીકોલેને જરા ખોટું લાગ્યું, શરમાતાં શરમાતાં તેણે કહ્યું: 'કદાચ આપ એક વાતથી અજ્ઞાત હશો, હું અને આપનો પુત્ર જ્હૉન ગાઢ મિત્રો હતાં.' થોડી વાર પછી પાછું નીકોલેએ કહ્યું: 'હવે વધારે વિચાર કરવાનું બાકી નથી રહ્યું. મારૂં આવવાનું નક્કી થઇ ગયું.'

નીકોલે બાપુને સૂવાના ઓરડામાં લઇ ગઇ. 'આપને માટે જરૂરી બધું મૂક્યું છે. હું બાજુના જ ઓરડામાં સૂતી છું. કંઇ જોઇતું કરતું હોય તો મને જરૂર ઉઠાડજો.'

'સવારના આપને વ્હેલા ઉઠવાની જરૂર નથી. જવા માટે જે કંઇ ગોઠવણ કરવી પડશે તે તો અમારે જ કરવાની છે.'

બાપુ નીકોલેના પિતાના ખંડમાં સુંદર પથારીમાં સૂતા. ઘાસમાં સૂતેલાને કેટલે દિવસે રૂનાં ગાદલાં પર સૂવા મળ્યું. પણ એમને ઊંઘ ન આવી. એમનું મન વંટોળે ચડ્યું હતું.

નીકોલેએ એમને કહ્યું હતું કે એ અને જ્હૉન સુંદર મિત્રો હતાં. નીકોલે અને એની મા એમની પર કોઇ સ્વજન પણ ન વરસાવે એટલો પ્રેમ વરસાવતાં હતાં. આવા સમયમાં એક જુવાન બાળા આટલું જોખમ ખેડી પોતાને મૂકવા બ્રીટની સુધી આવે તે ઘેલછા નહિ તો બીજું શું? પણ ના કહે તો ઉલટું એ બાળાને વધારે દુ:ખ થાય તેમ હતું.

એમની આંખો આગળ અઢાર મહિના પહેલાં મળેલી

નીકોલે દેખાઇ. નીકોલે તે વખતે જ્હૉન સાથે બરફ પર કેવી સરતી હતી! તેના શરીરમાં જોમ અને હૃદયમાં કેવો ઉલ્લાસ તે વખતે દેખાતો હતો.

અને એકાએક બાપુને વિચાર આવ્યો: આ બાળા અઢાર મહિનામાં તો ઘણી બદલાઇ ગઇ હતી. તેનો આખો ચ્હેરો, તેની મુખ રેખાઓ, તેના હાવભાવ બધું જ બદલાઇ ગયું લાગતું હતું. જાણે દસ વર્ષ પછી તે તેને મળ્યા ન હોય! તેની આંખ પણ ઉંડી ઉંડી અઇ હતી. એકાએક તેણે વિંટાળેલો કાળો ગલપટો એમને સાંભર્યો. નીકોલે તો જુવાન હતી. અપરિણીતા હતી. તો પછી તેને જોઇ કોઇ શોકગ્રસ્ત વિધવાનો જ આભાસ કેમ થતો હતો? તેનું કોઇ પ્રિય સ્વજન યુદ્ધમાં મૃત્યુ પામ્યું હતું?

બાપુને થયું કે પૂછી લેવું સારું કે જેથી અજાણતાં કંઇ વાત કરતાં નીકોલેને દુઃખ ન થાય

સવારના નીકોલે ચ્હા નાસ્તો લઇ આવી. સાથે બાપુને પહેરવાનાં કપડાં પણ લાવી. ગંદો, રંગ ઉડી ગયેલો કોટ ને પાટલુન અને કપડાંના બૂટ, અંગ પર સહેવાય નહિ એવું ઝાંખુડી રંગનું ખમીસ, વર્ષોથી પીળો પડી ગયેલો કૉલર.

'કપડાં તો પહેરવાં ગમે તેવાં નથી.' નીકોલેએ કહ્યું, 'પણ તે પહેરશો તો જ અહીંના ગરીબ લોક જેવા લાગશો. એ પહેરમાંજ આપની સહિસલામતી છે.'

નીકોલેને જોતાં જ બાપુએ કહ્યું: 'તેં શું વેશ કર્યો છે! મારી સાથે આવવા તારે આવો ગંદો વેશ પહેરવો પડે છે.'

'આ તો મારી કામ કરવાવાળી પાસે મેં માંગી લીધો છે.'

નીકોલેએ પગની પાની ઢંકાય એટલાં નીચાં કપડાં પહેર્યાં હતાં. તદન સાદાં કાળાં ખરબચડાં કપડાં. જૂના બૂટ ને જૂનાં મોજાં. એટલામાં બહારથી તેની મા ખબર કાઢી લાવી.

'બપોરના આગગાડી જાય છે. એક જર્મન સૈનિક સ્ટેશન પર ઉભો હોય છે. તે દરેકને મુસાફરી કરવાનું કારણ પૂછે છે.

'તે ઉપરાંત કંઇ પૂછ પરછ થતી નથી.' પછી ધીમે રહી તેણે પોતાના ખિસ્સામાંથી એક નાનું છાપું કાઢ્યું. એક જર્મન સૈનિક તે એમને ઘેર આવી નાખી ગયો હતો.

ફ્રાન્સના દેશ બંધુઓને,

પ્રપંચી અંગ્રેજોએ આપણને મરજી વિરૂદ્ધ યુદ્ધમાં ઘસડયા છે. હવે તેઓ આપણને તરછોડીને કાયરની માફક નાસી ગયા છે. હજુ તેમનામાંના કેટલાક આપણા દેશમાં વેશધારીને સંતાતા છૂપાતા ફરે છે. ભાંગફોડ કરવાનાં કંઇક કાવત્રાં તેઓ રચે છે. જેટલું તોફાન તેઓ વધારે કરશે તેટલો લાંબો વખત આપણા પુત્રો, પિતાઓ, પતિઓ, કે બંધુએ.ને નજર કેદ રહેવું પડશે, તેટલું વધારે આપણને સહન કરવું પડશે.

જર્મનો અહીં સુલેહ શાંતિ સ્થાપવા માગે છે. આ દુશ્મન અંગ્રેજો કંઇ પણ કાવત્રુ કરે તે પહેલાં તેમનો નાશ કરવો જોઇએ. માટે કોઈ પણ નાગરિક તેવા છૂપાતા લપાતા અંગ્રેજને જુએ કે તરત જ તેની જર્મનોને ખબર આપવી ને તેવા લોકોને એમને સુપ્રત કરી દેવા.

આ દુશ્મનોને આશ્રય આપતાં કોઇ પણ પકડાશે તેના ભૂંડા હાલ કરવામાં આવશે.

નીકોલેની મા આ વાંચતી હતી ને ધ્રૂજતી હતી.

બાપુએ કહ્યું: 'હવે તો હું એકલો જ જઇશ.'

પણ નીકોલેની માએ જણાવ્યું: 'નીકોલે આપને એકલા નહિ જવા દે.'

'હવે તો આપ એકલા જઇ જ શકો નહિ, એકલા જશો તો તરત જ પકડાઇ જશો.' કહી નીકોલેએ છાપું લઇને ફાડી નાખ્યું.

'એમ ન ધારતા કે ફ્રેન્ચ લોકો અંગ્રેજો માટે આવું કહે છે. આ તો જર્મનોનું જુઠાણું છે.' કહી નીકોલે બહાર ગયો.

નીકોલેની મા અને બાપુ એકલાં પડ્યાં, એટલે બાપુએ વાત કહાડી.

'આ તમારી દીકરી છેલ્લાં દોઢ વર્ષમાં ઘણી બદલાઇ ગઇ છે.'

'આપને ખબર નથી?' એણે પૂછ્યું 'એને તો બહુ વીત્યું છે. એનો એક પ્રિય મિત્ર હતો. નીકોલેએ અમને પુરી વાત પણ નહોતી કરી. અમે એનાં લગ્ન કર્યાં નહિ.'

'બહુ જુવાનિયાઓ એવાજ હોય છે. મારો પુત્ર જહૉન પણ એવોજ હતો.'

'પછી શું થયું? જર્મનોના હાથમાં કેદ પકડાયો?'

'ના, ના લડાઇમાં માર્યો ગયો.'

એટલામાં તો નીકોલે આવી પહોંચી એટલે વાત અધુરી રહી. એના અંતરની વેદનાનો બાપુને કંઇક ખ્યાલ આવ્યો.

આ મુસાફરીમાં ભારે જોખમ હતું. છતાં તેનાથી નીકોલેનું દુઃખ થોડું ઘણું વિસારે પાડશે, એમ બાપુને થયું.

જવાની તૈયારી કરવા માંડી. બધો સામાન બાબાગાડીમાં મૂક્યો. રોનીએ અંગ્રેજીમાં પૂછ્યું:

'આપણને રણગાડીઓ જોવા મળશે? આપ કહેતા હતા ને કે આપ મને જર્મનો સાથે રણગાડીમાં બેસવા દેશો.'

બાપુએ ફ્રેંચમાં જવાબ આપ્યો:

'ના, આજે નહિ. જુઓ, નીકોલે આપણી સાથે છે. એને અંગ્રેજી આવડતું નથી, માટે અંગ્રેજીમાં વાત કરવી એ યોગ્ય નથી. જે કહેવું હોય તે હવે ફ્રેંચ ભાષામાં કહેજો.'

વધારે વાત કરવાનો વખત રહ્યો ન હતો. નીકોલેની મા બારણા ઉપર ધ્રૂજતી ઉભી હતી. એક દિવસમાં એને ઘરડાપો આવી ગયો હોય તેવી તે આજે લાગતી હતી.'

'આ જર્મનો દુષ્ટ અને નિષ્ઠુર છે. સંભાળજે.' એણે નીકોલેને કહ્યું.

'મને કશું થવાનું નથી. તું ચિન્તા ન કરતી. ચાર પાંચ દિવસમાં તો પાછી ઘરે આવી જઇશ.' નીકોલેએ એમ કહી માની વિદાય લીધી.

રસ્તા પર તેઓ આગળ ચાલવા માંડ્યાં. બાપુ બાબાગાડી ચલાવે અને નીકોલે બાળકોને સંભાળે.

'બાબાગાડી મને ચલાવવા દો. અહિં તો સ્ત્રીઓ બાબાગાડી ચલાવે છે,' કહી નીકોલેએ બાબાગાડી લઇ લીધી. 'નાટક ભજવવા નીકળ્યાં છીએ તો પૂરું જ ભજવવું.

'સ્ટેશન પર પહોંચીએ ત્યારે આપ કંઇજ બોલશો નહિં, હું જ વાતચીત કરીશ. આપ છો તે કરતાં વધારે વૃદ્ધ હોવાનો ઢોંગ ન કરી શકો ?'

'હું જરૂર પ્રયાસ કરીશ.' બાપુએ કહ્યું.

'જુઓ, આપણે 'આરાસ'થી આવ્યાં છીએ. આપ મારા કાકા થાવ, આપણું આરાસનું ઘર બ્રીટીશોએ બાળી નાખ્યું છે એટલે આપણે મારા બીજા કાકાને ત્યાં 'લૅન્ડર્નો' જઇએ છીએ.'

'લૅન્ડર્નો ? એ વળી ક્યાં આવ્યું ?'

'બ્રેસ્ટથી તે થોડે દૂર છે. ત્યાં આપણને જવા દેશે, કારણ કે તે સમુદ્ર કિનારાથી દૂર છે. ત્યાં જૅન્રીના સસરાનું ખેતર છે. એક વાર ત્યાં ગયાં કે પછી કિનારે જવા ચાલી નંખાશે.'

સ્ટેશન આવ્યું.

'જુઓ.' પાછું નીકોલેએ યાદ કરાવ્યું. 'આપ બાળકો પાસે ઉભા રહો. કોઇ કંઇ પૂછે તો જવાબ નહિ આપતા. જરા ઓછી અક્કલવાળા અને થોડા બ્હેરા હોવાનો ઢોંગ કરશો.'

સ્ટેશન પર તો સુમાર વગરના જર્મન સૈનિકો હતા.

નિરાશ્રિતો પણ એટલાં જ. સ્ટેશનમાં પેસતાં જ એક જર્મન સૈનિકે તેને ઉભી રાખી અને કંઇ પૂછ્યું. નીકોલેએ તો જાણે પોતાનો ઇતિહાસ કહેવો શરૂ કર્યો. સૈનિકે કંટાળી તેને ટીકીટ ઑફીસ તરફ દોરવી.

ટીકીટ લઇ આગળ ચાલ્યાં. બાપુને એ ધમકાવતી જાય અને બબડતી જાય: 'મારે કાંઇ પાંચ છોકરાંને જ સંભાળવાનાં નથી; આ છક્કાની પણ મારે સંભાળ રાખવાની છે.'

જર્મનો તેની સામે જોઇ હસ્યા પણ કોઇને કંઇ પણ શંકા પડી નહિ.

ટ્રેનમાં બેઠાં પણ ટ્રેન છેક લૅન્ડર્નો સુધી જવાની નહોતી.

આ મુસાફરી ચિંતા અને શંકામાં જ પસાર થઇ. સ્ટેશને સ્ટેશને લોકો ચઢતાં ને ઉતરતાં. દરેક સ્ટેશને ગાડી ઉભી રહેતી. ડબ્બામાં બીજું કોઇ ન હોય ત્યારે બાપુ સ્વાભાવિક બની જતા. કોઇ ચઢે એટલે એમનો ડોળ શરૂ થતો. બાપુ મુંગા રહે અને નીકોલે પોતાની કથા બધાને કહે. એમનું ઘર કેમ બળી ગયું વગેરે. તેને દહેશત રહેતી, કે આ બનાવટી વાત કહેતી વખતે કોઇ બાળક વચ્ચે સાચી વાત બોલીને ભાંગરો વાટી દેશે.

પણ બાળકોને તો તેમની વાત સાંભળવાની ફુરસદ નહોતી. એ લોકો તો પોતાની રમતમાં પડ્યાં હતાં. બારી પાસે ઉભાં રહી જોયાં કરે કે ઉપર નીચે ચડ ઉતર કરે.

'રૅન્મ' આવ્યું એટલે ટ્રેન અટકી પડી. બધાં સ્ટેશન પર ઉતરી ગયાં. રાતના ખાવા અને રાતવાસો કરવા સારૂ સ્ટેશન પર એક સૈનિકે તેમને એક ચિઠ્ઠી આપી.

'સવારે આઠ વાગે બ્રેસ્ટ જવા ટ્રેન આવશે. તેમાં બેસી લૅન્ડર્નો જઇશું. રાત અહીં આશ્રિતો માટે જગ્યા છે ત્યાં જ ગાળીશું જેથી કોઇને વ્હેમ જાય નહિ. હું ચિઠ્ઠી પણ લાવી છું'

નીકોલેએ કહ્યું.

'ક્યાં જવાનું છે ?'

'અહીં બાજુમાં સીનેમામાં.'

સીનેમાની જગ્યા આશ્રિતો માટે ખાલી કરી રાખી હતી.

'જર્મનોની વ્યવસ્થા છે એટલે સ્વચ્છ તો હશે જ.'

આશ્રિતોના સ્થાનમાં એક ફ્રેંચ સ્ત્રીએ તેમને સૂવા ઘાસ અને ખાવાનું આપ્યું. એક ખૂણામાં બધાંથી દૂર એમણે પડાવ નાખ્યો. બાળકો તો આખા દિવસનાં થાકેલાં હતાં એટલે ખાઇને જોતજોતામાં ઊંઘી ગયાં.

બાપુને વાતો કરવાનું મન થયું. ધીમે ધીમે એમણે વાત કાઢી. નીકોલેએ પોતાના પિતાની વાત કાઢી.

'મૅટ્ઝથી થોડે દૂર મૅજીનૉટ લાઇનની એક ટુકડીના તેઓ ઉપરી હતા. બે મહિના પછી તેમને એમની તરફથી કંઇ જ ખબર મળી ન હતી.'

'આ વ્યથા હું સમજુ છું દિવસોના દિવસો સુધી બધું જ શૂન્ય લાગે છે.' બાપુએ કહ્યું.

'હા' નીકોલેએ કહ્યું. 'દિવસોના દિવસો સુધી આપણે રાહ જોઇએ. પછી કદાચ કાગળ આવે અથવા તો તાર આવે. આવે ત્યારે તે ઉઘાડતાં હૈયું ધડકે શું કે એ સમાચાર હશે?' નીકોલે ઘડીભર ચૂપ થઇ ગઇ. 'અને પછી છેવટે તો વાંચવો જ પડે.'

બન્નેનો અનુભવ સરખો હતો. જ્હૉન ગુમ થઇ ગયો ત્યારે દિવસોના દિવસ સુધી બાપુએ પણ આમ જ રાહ જોયા કરી હતી. ત્રણ દિવસ આમ વીતી ગયા હતા. પછી તાર આવ્યો. બાપુને ખાત્રી થઇ કે નીકોલેએ પણ આવી જ વ્યથા અનુભવી હતી.

એકાએક બાપુને જ્હૉનની વાત કરવાનું મન થયું. એમણે

પોતાના પુત્રની વાત કોઇને પણ અત્યાર સુધી કરી નહોતી. સહાનુભૂતિની પણ એમને બીક લાગતી હતી.

પણ નીકોલેની વાત જુદી હતી. જ્હૉનની તે મિત્ર હતી. બરફપર તેઓ સાથે સર્યાં હતાં. બાપુએ તેને વાત કહેવા માંડી:

'મારો પુત્ર જ્હૉન મરી ગયો. શહેનશાહી હવાઇ જહાજની એક ટુકડીનો તે ઉપરી હતો. હવાઇ હુમલો કરી તે પાછો આવતો હતો ત્યારે આકાશમાં ને આકાશમાં જ ઉડતાં ઉડતાં એ મરણ પામ્યો. દુશ્મનોનાં ત્રણ વિમાનોએ સામટાં મળી એના વિમાન પર હુમલો કરી એનું વિમાન તોડી પાડ્યું.'

'હું જાણું છું. મને પણ તાર આવ્યો હતો.' નીકોલેએ કહ્યું.

બન્ને ચૂપ થઇ ગયાં, અંતરની વેદના ઉંડી ઉતરી ગઇ હોય તેમ બન્ને પળવાર ચૂપ થઇ ગયાં.



# પ્રકરણ બારમું

'મને ખબર નહિ કે તું જ્હૉનને એટલે સારી રીતે ઓળખતી હશે!' બાપુએ કહ્યું.

નીકોલેને પણ વાત કરવાનું મન થયું.

'સીડેટોનમાંથી છૂટા પડ્યા પછી અમે હંમેશાં એકબીજાને કાગળ લખતાં. અઠવાડિયામાં એક બે વાર તો ખરો જ. યુદ્ધ પહેલાં અમે પેરીસમાં મળ્યાં હતાં. એકવાર જૂન મહિનામાં. આજે એ વાતને એક વર્ષ થયું.'

'મ્હને તેની કશી જ ખબર નથી.' બાપુએ કહ્યું.

'ના. મેં પણ મારાં માતાપિતાને કહ્યું નહોતું.'

'તેં શું કહ્યું કે એના મૃત્યુની તને પણ ખબર આપવામાં આવી હતી? એ લોકોને તારા સરનામાની કેમ ખબર પડી?'

'જ્હૉને ગોઠવણ કરી હતી. તેને મારી ચિંતા હતી. અમે સુંદર મિત્રો હતાં.'

'તારી માએ મને કહ્યું હતું કે તું કંઇક દુઃખમાં છે. તારા જીવનમાં કોઇક યુવક આવ્યો અને તે મરણ પામ્યો. તે

તો કોઇ બીજું જ ને?'

'ના, તેજ જહૉન. જહૉન સિવાય મારા જીવનમાં કોઈ યુવક નથી આવ્યો.'

'તારૂં મારા પરનું વાત્સલ્ય હવે હું સમજી શકું છું. એ બધાનું કારણ જહૉનને?'

'ના. જહૉનને લીધે નહિ, પણ આ બાળકોને લીધે.'

બાપુ સમજ્યા નહિ, નીકોલેએ પોતાનો અર્થ સ્પષ્ટ કર્યો.

'માનવ જીવનમાંથી કોઇકવાર શ્રદ્ધા ઉડી જાય છે. બધુંજ જુઠું અને છેતરતું લાગે છે. હું માનતી હતી કે જીવનમાં જહૉન જેવું ભલું અને બહાદુર કોઇ નહિ હોય. પણ મારી માન્યતા ખોટી હતી. એના પિતા પણ એવાં જ ભલા અને બહાદૂર નીકળ્યા.'

થોડી વારે તે બધાં ઊંઘી ગયાં.

બાપુના જીવનમાં એક નવો પ્રકાશ પડ્યો. બાપુને આ બન્નેની મૈત્રી વિષે વધારે જાણવાનું મન થયું, પણ વધારે પૂછવામાં સાર ન હતો.

મધરાતે બાપુ જાગી ઉઠ્યા. વિલ્હૅમ ડુસ્કે ડુસ્કે રડતો હતો. તેઓ ઉઠે તે પહેલાં તો નીકોલેએ તેને પોતાની પાસે લઇ લીધો.

'શું છે?' બાપુએ પૂછ્યું.

'કંઇ નહિ. એ તો ગઇ કાલે રાતના પણ બે ત્રણ વાર આમ જાગ્યો હતો, એને કંઇ ખરાબ સ્વપ્નાં આવતાં લાગે છે.'

આ બાળક બાપુને મળ્યું હતું તે પ્રસંગ બાપુને યાદ આવ્યો. એને ખરાબ સ્વપ્ન ન આવે તો બીજું શું થાય?

અંધારામાં મોટા ખંડમાં સૂતેલાં સેંકડો આશ્રિતોની ઘેરી દેહ ઉપર બાપુની નજર પડી. ક્યાં એમનું વિલાયતનું જીવન અને ક્યાં આ! પેલું જીવન તો જાણે એક ભૂતકાળ જેટલું દૂર

પડી ગયું હતું. હમણાં તો આ સત્ય જીવન હતું. તેમને ભાન થયું કે પોતે પણ આ સેંકડો બીજા લોકોની માફક આશ્રિત જ છે. જૂના પુરાણા સીનેમામાં એક ફ્રેંચ કન્યા અને અનેક પરદેશી બાળકો સાથે, જર્મન સૈનિકોની દૃષ્ટિ નીચે, ઘાસ પર સૂતેલા પોતાનામાં અને આ બીજા આશ્રિતોમાં કંઇ ફેર નહોતો.

સવારના ૭ વાગે તો લોકો જાગૃત થઇ ગયા હતા. બાપુએ ઉઠીને કપડાં ખંખેર્યાં છતાંય એમને પોતાની જાત પર સુગ આવવા માંડી. નીકોલેએ છોકરાંઓને ઉઠાડ્યાં અને તેમને કપડાં પહેરાવ્યાં. એને પણ પોતાની મલિનતા પર સુગ આવતી હતી. એના બાલ બધાં વિખરાઇ ગયા હતા. એનું માથું દુઃખતું હતું. ન્હાવાની તો શું પણ હાથપગ ધોવાની યે સગવડ નહોતી.

કૉફી કડવી હતી અને પાઉં કડક હતો. પણ એ ફરિયાદ કોને કરવી?



## પ્રકરણ તેરમું

આઠ વાગ્યામાં તો એ લોકો સ્ટેશન પર પહોંચી ગયાં. આગગાડી ધીમી ગતિથી ચાલતી હતી. ગાડી તદ્દન ખાલી હતી. આખા ડબ્બામાં બીજું કોઇ નહતું તેથી નિરાંતે બેસાયું.

આગગાડીમાં જર્મન સૈનિકો ઘણા હતા પણ તે તેમનાથી જુદા હતા. મોટાં સ્ટેશનોપર કોણ ઉતરે છે કે ચઢે છે તેની સૈનિકો નજર રાખતા હતા પણ નાના સ્ટેશનો પર તો કોઇ કશું જોતું નહોતું. નીકોલેએ તેથી બાપુને કહ્યું: 'લૅન્ડર્નો જઇએ છીએ તે સારૂં છે. કદાચ કોઇની નજરે નહિ ચ્હડીએ.'

આગગાડી ઉપડી. થોડી વાર થઇ હશે અને બાપુએ જોયું તો રોઝના હાથમાં એક નાનું ગંદુ કાબરચિતરૂં બિલાડીનું બચ્ચું હતું.

નિકોલે તો ચ્હીડાઇ ગઇ.

'આટલું બસ છે. મારે હવે બિલાડીનું બચ્ચું નથી જોઇતું. શું કામ લાવી? આવતે સ્ટેશને મૂકી દેજે.'

રોઝની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં.

બાપુને દયા આવી. બાપુ કહેઃ 'કંઈ નહિ, હવે લાવી છે તો છો રહ્યું.

'પણ એ ક્યાં આપણી બિલાડી છે?'

'પણ હવે તો આપણીજ થઇને!' બાપુએ કહ્યું.

નીકોલે અવિવેકથી કંઇ બોલવા જતી હતી, પણ તે અટકી ગઈ.

બાપુએ તેને સમજાવી.

'આમાં કંઇ આપણી મુશ્કલી વધવાની નથી. બાળકોને તો એક રમકડું મળ્યા જેટલો આનંદ થશે.'

બાળકો તો એની સાથે રમવામાં મશગુલ બની ગયાં. નીકોલેને એ પસંદ નહોતું. 'શું આપના વિલાયતમાં ગમે તે માણસ ગમે તેની બિલાડી ઉપાડી લે છે?'

બાપુએ હસીને જવાબ આપ્યોઃ

'હા. બધાં નહિ, પણ જે લોકો રસ્તામાં ઘાસની પથારી-રીમાં સૂવે છે તે લોકો તો એવુંજ કરે છે.'

'આજે આપણે ક્યાં જઇએ છીએ?' બાપુએ પૂછ્યું.

'લૅન્ડર્નોથી પાંચ માઇલ દૂર એક ખેતર છે ત્યાં. જૅન્રીના સસરાને ત્યાં.'

આગગાડી ધીમી ધીમી ચાલતી જાય અને સ્ટેશને સ્ટેશને ઉભી રહેતી જાય.

'હવે કંઇ નહાવાતું મળે તો સારું. તે દિવસે ઝરામાં તરવાની કેવી મજા પડી હતી!' શીલાએ કહ્યું.

'અંગ્રેજો તો તરવાના બહુ જ શોખીન છો ખરું ને?'

'કેમ તને એવું લાગે છે?'

'હું બહુ અંગ્રેજોને તો નથી ઓળખતી પણ જ્હૉનને તો તરવાનો બહુ જ શોખ હતો. જ્હૉન બહુ જ તોફાની. પૅરીસ

આવવાનો હતો તેથી મેં એને માટે આખો કાર્યક્રમ ઘડી કાઢ્યો હતો. પૅરીસનાં મશહૂર સંગ્રહાલયો, કલાકેન્દ્રો વગેરે જોવાનો. પૅરીસ આવે તે આ સ્થળો તો જરૂર જુવેજ, પણ જ્હૉન કહે કે એને એમાં રસ નથી. મેં ઘણું સમજાવ્યો કે પૅરીસ આવે ને આ બધું જુએ નહિ તો ખરાબ લાગે પણ એણે તો મને હસીજ કાઢી.

'અમે આખો દિવસ જુદાં જુદાં સ્નાનાલયોમાં ન્હાવા ગયાં પણ એકકેયે સંગ્રહસ્થાન એણે જોયું નહિ.

'હું તો મારો ન્હાવાનો પોશાક પણ નહોતી લઇ ગઇ. એણે મને તરવા માટે લીલું એક સુંદર અને રૂપેરી જળવિહાર વસ્ત્ર અપાવ્યું.

'સારૂં હતું કે અમે પૅરીસમાં હતાં, ચારટરીઝમાં નહિ. ચારટરીઝમાં લેવા ગઇ હતે તો લોકોમાં ફજેત થઇ જતે.'

વાત કરતાં કરતાં ચાર વાગ્યા અને લૅન્ડર્નો આવ્યું. સ્ટેશન બહાર ગયાં એટલે હવા તાજગી ભરી લાગવા માંડી.

ધીમે ધીમે જૅન્રીના સસરા 'આર્વરીસ'ને ત્યાં તેઓ જઇ પહોંચ્યાં. આર્વરીસ બાંધી દાઢીનો સુરેખ પુરૂષ દેખાતો હતો.

નીકોલેએ બાપુની એની સાથે ઓળખાણ કરાવી અને સીધી જ વાત શરૂ કરીઃ 'બાપુ અમારા કુટુમ્બના પરમ મિત્ર છે. થોડાં બાળકોને લઇને તેઓ વિલાયત જવા માગે છે. મારી બાએ અને મેં ખૂબ વિચાર કર્યો ને અમને લાગ્યું કે આપના જમાઇ તેમને પોતાની બોટમાં વિલાયત પહોંચાડવાની સગવડ કરી શકશે. આ કામમાં પૈસાનો સવાલ નથી.'

થોડીવાર તે મૂંગો રહ્યો. પછી તેણે કહ્યું કેઃ 'જર્મનો સાથે ગમે તેમ વરતાય એમ નથી. એ લોકોનો જાપ્તો કંઇ ઓછો નથી.'

બાપુએ કહ્યું: 'વાત ખરી છે, પણ અમારે બીજો છૂટકો નથી.' ધીમે ધીમે તેમણે અથથી ઇતિ સુધીના બનાવો કહ્યા અને ઉમેર્યું:

'મારી બાતની મને ચિન્તા નથી, પણ આ બે અંગ્રેજ બાળકોને વિલાયત પહોંચાડવાનું મેં માથે લીધું છે. એ ઉપરાંત બીજાં ત્રણ બાળકોની જવાબદારી પણ મેં મારે માથે વહોરી છે.'

'આ ડચ અને ફ્રેન્ચ બાળકોને વિલાયતમાં કોણ ઉછેરશે?'

'મારી એક પુત્રી છે તે અમેરિકામાં રહે છે. એ પૈસે ટકે ખૂબ સુખી છે. તેની પાસે હું એમને મોકલી આપીશ.'

'અને આ પ્રદેશનાં અજાણ્યાં બાળકોને એ શું કરશે?'

'એને પોતાને પણ એક દીકરો છે. બાળકો એને ઘણાં ગમે છે.'

આર્વરીસે એકાએક ના પાડી દીધી.

'મારો જમાઇ આ જોખમ ખેડે તે મને પસંદ નથી. એ પકડાય તો જર્મનો એને જરૂર ગોળીબાર કરે. મારે મારી દીકરીનો પણ વિચાર કરવાનો ને? દિલગીર છું કે હું આપને મદદ કરી નથી શકતો.'

'તમારી જગ્યાએ હું હોઉં તો હું પણ એમજ કહું.' બાપુએ કહ્યું.

'આજ રાતના આપ અહીં વીસામો લ્યો. મને વાંધો નથી' આર્વરીસે કહ્યું.

બધાં બાળકો અંદર આવ્યાં અને જમીને સૂઇ ગયાં.

થોડી વારે પાછાં તેઓ વાતે ચડ્યાં.

'આપને ખાત્રી છે કે આપની દીકરીને આ બાળકો ભારે નહિ પડે?' આર્વરીસે પૂછ્યું.

'જરૂર. એનાથી નહિ બને તો એમની દેખરેખ રાખવા એક બાઇ રાખી એને સોંપી દેશે. પૈસાનો તો સવાલ જ નથી.

બાળકો માટે ખરાબ સમય છે. ફ્રાન્સ હવે હાર્યું છે એટલે એને બહુ સહન કરવું પડશે. ગયા યુદ્ધમાં ૧૯૧૮ માં તમે જર્મનીને ભૂખે માર્યું તેમ આ વખત ફ્રાન્સને ભૂખે મરવું પડશે. હું કોઈનો વાંક નથી કાઢતો પણ બાળકો માટે ખરાબ દિવસો આવે છે. હું તે જાણું છું. તેથી તો આ બાળકોને ઝટ ફ્રાન્સ બહાર લઈ જવા માગું છું.' બાપુએ કહ્યું.

'સારું છે કે મારા ઘરમાં નાનાં બાળકો નથી '

થોડી વાર પછી તેણે ઉમેર્યું: 'હા, એક સિવાય. મારા એક મિત્રે મને પૂછ્યું કે હું એક પૉલને કામ આપીશ ? પૉલેન્ડથી નાસી આવેલો એક યાહુદી હતો. મારા આઠ નોકરોમાંથી પાંચની લશ્કરમાં ભરતી થઈ હતી એટલે મેં તેને નોકરીમાં રાખ્યો. એ એના દસ વરસના છોકરાને લઈને આવ્યો. એની સ્ત્રીને તો જર્મનો એ ક્યારની મારી નાખી હતી.

'ગયા અઠવાડિયા સુધી તેણે અહીં કામ કર્યું. માણસ સારો હતો. પણ કોઈએ ચાડી ખાઈ દીધી.

'ગયે અઠવાડિયે જ જર્મનો આવીને એને ઉપાડીને લઈ ગયા. હાથે ને પગે લોખંડી બેડીઓ પહેરાવીને.'

'અને એના બાળકને પણ ?'

'ના. તે વખતે એ ખેતરમાં ગયો હતો. જર્મનોને એની ખબર ન હતી. થોડા વખતમાં જર્મનોને એની ખબર પડશે કે તરત જ એને ઉપાડી જશે.'

થોડી વાર પછી આર્વરીસે પૂછ્યું:

'ઘણાં બાળકો અમેરીકા જવાનાં છે ?'

'હા' બાપુએ કહ્યું

'પણ આ બાળકોને તો વર્ષો સુધી રાખવાં પડશે. કેટલાય પૈસા ખર્ચ થશે. અજાણ્યાં પરદેશી બાળકો માટે એવું કોણ કરશે ?'

તેણે પૂછ્યું

'અમેરીકનો ઘણી ઉદાર પ્રજા છે. આવાં આવાં કામો કરવાનું એમની પ્રકૃતિમાં જ છે. એ દેશ સમૃદ્ધ છે ને આવા કામોમાં સારું ધન ખર્ચે છે' બાપુએ જણાવ્યું.

'યાહુદી માટે પણ તેઓ એમ કરે ખરાં?' તેણે પૂછ્યું.

'યાહુદી હોય કે ગમે તે હોય મારી દીકરી કે અમેરીકનો એવો ભેદભાવ રાખે જ નહિ.' બાપુ સમજ્યા.

'તમારે આ યાહુદી બાળક 'માર્જેન'ને મોકલવવો છે ને? જરૂર, હું એને વિલાયત લઇ જઇશ અને ત્યાંથી અમેરીકા મોકલી આપીશ. પણ અમારી બધાંની જવાની સવડ થવી જોઇએ ને?'

'મારા જમાઇને હું જોખમમાં નહિ નાખું.' તેણે ફરીથી બાપુને કહ્યું.

'તો આ બાળકનું શું થાય તેની તમને ચિન્તા નથી ને! તેને ગુલામ બનાવશે, કોલસાની ખાણમાં કામ કરાવશે કે કમોતે મારશે.' બાપુએ કહ્યું.

એટલામાં માર્જેન આવ્યો. તેને આર્વરીસે પૂછ્યું: 'તારે આ લોકો સાથે અમેરીકા જવું છે? ત્યાં જર્મનો નહિ હોય.'

'મારે તો બંદુક તાકતાં શીખવું છે. દૂરથી પહાડોમાં સંતાઇને તાકતાં. મારે દૂરથી છરો ફેંકતાં શીખવું છે. અંધારામાં અવાજ કર્યા વિના તે સોંસરો પેસી જાય.'

બાપુને આ બાળકની દયા આવી. જર્મનોને હાથે આટલી નાની ઉંમરમાં એને એટલું બધું વીત્યું હતું કે જર્મનોને ધિક્કારવા સિવાય બીજું તે શું શીખ્યો હોય?

'તું આવીશ તો પછી જર્મનોની વાતો કરતા તારે બંધ થઇ જવું પડશે અને નિશાળે જવું પડશે.'

'જઇશ.' માર્જેને કહ્યું. 'હજુ હું નાનો છું. બે ત્રણ વરસ કંઇ હું જર્મનોને મારી શકું એમ નથી. અમેરીકા જઇશ, બધું શીખી લઇશ અને પંદર વરસનો થઇશ ત્યારે જર્મનોની બરાબર ખબર લઇશ.'

'આ બાળકનું શું થશે?' આર્વરીસે પૂછ્યું.

'બેમાંથી એક. અહીં રહ્યો તો જર્મનોને હાથે સપડાઇ જશે ને તેઓ એને વેઠ કરવા મોકલી આપશે। ત્યાં બંડ કરશે ને જર્મનોને હાથે તે કમોતે મરશે.'

'અને બીજું?' આર્વરીસે પૂછ્યું

'મારી સાથે આવી અમેરીકા જશે ને જીવનમાં નહિ જોયેલો પ્રેમ જોશે. જીવનમાં આવેલી આ કટુતા અને ધિક્કાર તે આપોઆપ ભૂલી જશે.'



## પ્રકરણ ચૌદમું

બાપુએ બીજો આખો દિવસ એને ત્યાં ગાળ્યો. બાળકોએ ખેતરમાં રમ્યા કર્યું. ભર બપોરે એકાએક પશ્ચિમ દિશામાં કંઈક ધડાકાઓ થયા. બાપુ જાગી ગયા. સાથે સાથે તોપો ફૂટ્યાનો પણ અવાજ આવ્યો.

'જર્મનો જહાજો પર બૉમ્બગોળા નાખતાં લાગે છે.' રોનીએ કહ્યું અને પાછાં બાળકો રમતમાં પડી ગયાં.

બપોરના મોડેથી નીકોલ અને આર્વરીસ પાછાં આવ્યાં. બન્નેનાં કપડાં ખરડાયલાં હતાં. નીકોલને હાથે ઉતાવળમાં પાટો બાંધેલો હતો.

'કેમ ? કંઈ અકસ્માત થયો ?' બાપુએ ગભરાઈને પૂછ્યું.

નીકોલ જરા કટાક્ષમાં હસી.

'ના, બ્રેસ્ટમાં અમે હતાં ત્યારે હવાઈ હુમલામાં સપડાઈ ગયાં. જર્મનોનો નહિ પણ અંગ્રેજોનો હવાઈ હુમલો હતો. એનાથી મને વાગ્યું.'

બાપુએ એનો હાથ જરા ફરીથી જોયો.

'કંઇ નહિ, આ તો સહેજ છે. બૉમ્બ પડે ત્યારે આજુ બાજુના વિસ્તારમાં બધા કાચ ફૂટીને આમ તેમ ઉડે છે. એવો એકાદ કાચ વાગ્યો છે.

'વિમાનો આવ્યાં. છેક નીચે ઉતર્યાં, અને એક પછી એક બૉમ્બ નાખવા માંડ્યાં. તેઓ તો જર્મન જહાજો પર નાખવા પ્રયાસ કરતાં હશે, પણ નિશાન ચૂક્યાં અને કેટલાંય ઘરો પડી ગયાં ને માણસો મરી ગયાં.'

પોતાની વાત પુરી થઇ એટલે જે કામસર તે ગઇ હતી તેની વાત કહેવા માંડી.

'જુઓ બાપુ! જીન હૅન્રી નહિ આવે. પણ 'ફ્રૅંકે' કરીને એક જુવાન છે તે આપણને લઇ જશે. ૨૦–૨૨ વર્ષનો જુવાન છે. ડી'ગોલ નામનો અમારો એક લશ્કરી સેનાપતિ છે. ફ્રાન્સના પરાજય પછી તે વિલાયત જતો રહ્યો છે. ફ્રાન્સને સ્વતંત્ર કરવા યુદ્ધ ચાલુ રાખવા ઘણા જુવાનો એના સૈન્યમાં જોડાવા અહીંથી વિલાયત નાસી જાય છે. ડી'ગોલની સેનામાં જોડાવા એને પણ વિલાયત જવું છે.

'કાલે રાતે મધરાત પહેલાં તે બ્રેસ્ટથી ઉત્તર પર આવેલા 'લ એબર રાચ' બંદર પર એક વહાણ તૈયાર રાખશે

'બાપુ ઘોડાની ગાલ્લીમાં ખાતર લઈ તેના ઉપર બાળકોને બેસાડી કોઇ ખેડૂત મિત્રને આપવા તે ગામમાં લઈ જશે. ખેડૂત મિત્ર સાથે તે મુજબ ગોઠવણ થઇ છે.'

આર્વરીસ સાથે જમ્યા પછી આ બાબતની વધારે ચર્ચા થઇ.

'પણ આપણે ફ્રૅંકેને કેમ ઓળખી કાઢીશું?'

'ફ્રૅંકે ત્યાં નવ વાગે એક વિશ્રાંતિગૃહ છે તેમાં આવી પહોંચશે. ખૂબ પીધો હોય એવો ઢોંગ કરશે. એક અમૂલ્ય પીણું

માગશે તે પરથી એ ઓળખાઈ જશે.'

'તમે મારે માટે ઘણું કર્યું છે. હું તમને બોટની પુરી કિંમત હમણાં નથી આપી શકતો. પણ યુધ્ધ પૂરું થતાં જરૂર મોકલાવીશ.' બાપુએ કહ્યું.

થોડી વાર પછી બાપુ ને નીકોલે એકલાં પડ્યાં એટલે નીકોલેએ બાપુને પૂછ્યું:

'વિલાયત પહોંચ્યા પછી આ બાળકોની શું વ્યવસ્થા કરવાના છો?

'રોઝ, રોની અને શીલાનાં સગાં તો વિલાયતમાં છે. તેમને એમને ઘેર પહોંચતાં કરી દઈશ. બાકીનાને અમેરીકા મોકલી આપીશ.'

'પણ આ પીયેર? તેને પણ અમેરીકા મોકલશો? એ નાજુક છે તે હીજરાશે નહિ?'

'તો તું એમની સાથે અમેરીકા જજે ને!'

નીકોલેએ કહ્યું: 'ના, એ શકય નથી.'

બાપુએ માની લીધું હતું કે નીકોલે એમની સાથે વિલાયત આવવાની છે. પહેલીજ વાર એમને ધ્રાસકો પડ્યો. એમણે પૂછ્યું: 'પણ તું વિલાયત તો આવવાની છે ને?'

'ના, હું તો ફ્રાંસમાંજ રહીશ. આવે વખતે મારું સ્થાન ફ્રાન્સમાં જ હોય.'

બાપુ નિરાશ થઇ ગયા. તેમણે નીકોલેને સમજાવવા પ્રયાસ કર્યાં.

'પણ આવે વખતે ફ્રાન્સમાં રહેવું ઉચિત છે? આ દેશ જર્મનોથી ઉભરાય છે. દિવસ જતા જશે તેમ મુશ્કેલીઓ વધતી જશે. તું વિલાયત આવે તો મારી સાથે મારા બંગલામાં રહી શકે. અથવા તો બાળકો સાથે અમેરીકા પણ જઇ શકે.'

'પણ મારી બાનું શું?'

'આપણે બે દિવસ થોભી જઇશું. એને પણ સાથે લેતાં જઇશું.'

નીકોલેએ ના પાડી

'હું જાણું છું કે દિવસે દિવસે લડાઇનું સ્વરૂપ ભયંકર બનતું જશે. પણ વિલાયતમાં બાને ગમશે જ નહિ. મને પણ વિલાયતમાં નહિ ગમે.'

'તું કદી વિલાયત ગઈ છે?' બાપુએ પૂછયું.

'ના, હું તો કદીયે ગઇ નથી. આકટોબરમાં જ્હૅાનને મળવા મ્હારે ત્યાં આવવું એમ અમે નક્કી કર્યું હતું. એને પણ કદાચ રજા મળત, અને એ મને આપને મળવા માટે પણ લઇ આવત. એવામાં યુદ્ધ આવ્યું અને એને રજા જ ન મળી.'

'ત્યારે હવે વિલાયત ચાલ.'

'નાજી, મારો તો વિચાર નથી. બાપુ! હું પાછી જઇશ ત્યારે પણ મારે ઘણું કામ કરવાનું છે એટલે હું ફ્રાન્સ છોડવા માગતી નથી.'

'ફ્રેન્ચ હોય કે અંગ્રેજ હોય, જ્યારે દેશમાં યુદ્ધ થાય ત્યારે તો દરેકે પોતાના દેશમાં રહેવું જોઇએ.' નીકોલેએ ઉમેર્યું. 'હું અને જ્હૅાન પરણ્યાં હતે તો હું અંગ્રેજ બનત. પણ હવે તો હું અંગ્રેજ બનવાની જ નહિ. વિલાયતનાં રીતભાત અને રિવાજો જ્હૅાનની સહાય વિના હું અપનાવી શકીશ નહિ. અહીં જ મારૂં સ્થાન છે. આપ જરૂર એ સમજી શકશો.'

'હા, હા. પણ હું યે વૃધ્ધ થતો જાઉં છું. લડાઇ પતી જશે પછી મને જીવન નિરસ અને બોજારૂપ લાગશે ત્યારે તું જરૂર થોડા દિવસ મારી પાસે મારે ત્યાં વિલાયતમાં રહી નહિ જાય? એકાદ બે અઠવાડિયાં પણ?' બાપુએ પૂછયું.

'શા માટે નહિ? જરૂર. પહેલાંની જ જેમ પાછી મુસાફરી સરળ થઇ જશે કે તરતજ હું આવીશ.' નીકોલેએ કહ્યું.

જમતાં જમતાં આર્વરીસે જણાવ્યું :

'લેનીલીસ જર્મનોથી ભરેલું છે. કિનારાથી તે ચાર માઇલ દૂર છે. ઍબરબ્રાચ અને પૉર્ટસોલ જેવાં નાનાં ગામડાંઓ માં હજુ જર્મનો આવ્યા નથી. ત્યાં થઇને નીકળશો તો કોઈ પૂછશે પણ નહિ.

'લેનીલીસથી ત્રણ માઇલ દૂર 'ક્વીન્ટીન' નામનો એક ખેડૂત રહે છે. 'લૉડેક' નામના એક માછીએ તેને ખાતર મોકલવાનું છે. ક્વીન્ટીનનાં કેટલાંક ખેતરો છે તેને માટે એને ખાતર જોઇએ છે. મેં બધી ગોઠવણ કરી છે. આ ખાતર એક ઘોડાની ગાડીમાં ભરીને આપી આવવાનું છે. બાપુ, આપ આ ગાડી હાંકીને બાળકો સાથે નીકળી પડજો.

'કોઇને કશી શંકા પણ ન પડે તે સારૂ કોઇ ગરીબ ગાડીવાનનાં કપડાં પહેરી લેજો.'

'અમે ફૉકેને કેમ કરીને ઓળખીશું?' બાપુએ પૂછ્યું.

'ફૉકે ત્યાં નવ વાગ્યે એક વિશ્રાંતિ ગૃહમાં આવશે. એક મોંઘી કીંમતનું નવું જ પીણું એ માગશે અને પીધેલા જેવો ઢોંગ કરશે તે પરથી એ તરત જ ઓળખાઇ જશે.'

'પણ અહિંથી ક્વીન્ટીનના ખેતરમાં શી રીતે જઇશું?' બાપુએ પૂછ્યું.

'ત્યાં તો હું આપને મારી મોટરમાં મૂકી આવીશ. એ તરફ કોઇ બહુ પૂછપરછ કરતું જ નથી. પાંચ પહેલાં આપને ક્વીન્ટીનના ખેતરમાંથા નીકળવાનું નથી.'

'હા, પણ એ બન્ને જાણે છે કે આ છોકરાંઓને લઇને બાપુને વિલાયત જવું છે?' નીકોલેએ પૂછ્યું.

'તમે બીલકુલ નચિંત રહો. આ દિવસોમાં તો આમ કંઇક લોકો ભાગી જાય છે.'

બપોરના ચા પાણી કર્યાં.

'આપણે જમીને નીકળી જઇશું. હું આપને માટે કપડાં લાવ્યો છું. આપને તે ગમવાનાં નથી પણ બધોજ ઢોંગ કરવાનો છે ને!' આર્વંરીસે કહ્યું.

કપડાં તો ગમે એવાં ન હતાં. ગંદુ ધાબાવાળું ખમીસ; કેનવાસનું ગંજીફ્રાક; ભૂરૂં સુતરાઉ પાટલુંન; અને બૂટ પણ ફાટેલાં ને જૂનાં.

'હવે આપ એક મૂર્ખ, મૂઢ બ્હેરાની જેમ મારી સાથે ચાલજો' નીકોલેએ કહ્યું.

'આવા માણસોને જર્મનો કંઇ પૂછતાં જ નથી.' આર્વ-રીસે બાપુનો વેષ જોઇ કહ્યું.

નીકોલેએ પણ ગંદા નીચા બૂટ સાથે જૂની શાલ અને કાળાં ધાબાંવાળું ફરાક પહેરી લીધું.

બાળકોનો વેષપલ્ટો કરવાની જરૂર ન હતી. એ ચોકખું દેખાઇ આવે.

'આપણે પાછાં આગગાડીમાં જઇએ છીએ?' બાળકોએ પૂછ્યું.

'ના, ના. આ મોટરમાં બેસી જાવ. પછી આપણે ઘોડા ગાડીમાં બેસી જઇશું.'

'આર્વકાકાને સલામ કરી?'

'પણ જુઓ, હવે બધાંજ ફ્રેન્ચમાં બોલજો.'

'શા માટે બાપુ?'

'હવે જર્મન લોકોના ગામમાં આપણે જઇશું. એ લોકોને અંગ્રેજી બોલે તે માણસો ગમતા જ નથી માટે તમે બધાં

ફ્રેન્ચમાં જ બોલજો.'

'હા, હા, માર્જન કહે છે કે જર્મનોએ એની બાના હાથ કાપી નાખ્યા. એ લોકો ખરાબ છે. નહિ બાપુ?'

'પણ હવે કોઇ જર્મનનું નામ ન લેશો.' બાપુએ કહ્યું.

'આ ઘોડો કેવો અવાજ કરે છે?' પીયેરેએ પૂછ્યું. 'જો સાંભળ:

'ઘોડો ચાલે રમઝમ
ઘુઘરી વાગે ઘમ ઘમ
ધમ ધમ ધરતી થાતી જાય
ને મારો ઘોડો કૂદતો જાય'

રોઝે ગીત ગાયું.

મોટરમાંથી ઉતર્યાં ત્યાં ખાતરથી ભરેલી એક ઘોડાગાડી ઉભી હતી.

નાના ખેતરમાં એક નાનું ઝુંપડું હતું, સૂર્યનાં નમતાં કિરણોમાં અને તાજગીભરી હવામાં આ ઘર કૅાર્નિવલમાં હોય એવું બાપુને લાગ્યું.

ઘોડાગાડી ઉભી હતી તેમાં બધાં બેસી ગયાં

'ચાલો, બાપુ! ચઢી જાવ. હમણાં કોઇ જર્મન આવી લાગશે. હવે તો આપને બધુંજ કહ્યું છે તેમ કરજો. નીકોલો આ ગાડી પાછી લાવશે. સમજ્યાને?' આર્વરીસે કહ્યું. 'જાઓ જલ્દી હાંકો.'

'પણ આમ સીધું જ લૅનીનીસ જવાશે?'

'હા હા, સીધે રસ્તે ચાલ્યા જવાનું છે.'

'ચાલો ચાલો, આપ નીકળી જાવ, ફરી સુખે મળશું કોઇકવાર.' કહી બાપુએ ગાડી હંકારી.

છોકરાંઓને તો મજા પડી પણ રોઝને સુગ આવી.

'મારી ફ્રોઇને ખબર પડે કે હું આવી છાણ ભરેલી ગાડીમાં

બેઠી હતી, તો એ તો જરૂર ગુસ્સે થઇ જાય.'

'જો ત્યારે તું ઘોડાને દોર, ચાલતી ચાલતી.'

'હું પણ ખેંચુ?' પીયેરેએ પૂછ્યું.

'ના, તું તો ઘણોજ નાનો છે.'

બાળકોને રમાડતી હસાવતી નીકોલે બેસી જ રહી. વચમાં વચમાં બસો દોડતી ત્યારે એ લોકો ઘોડાગાડી બાજુ પર લઈ લેતાં. ઘણી જર્મન બસો પસાર થઇ પણ કોઇએ તેમની દરકાર કરી નહિ.

આગળ ચાલતાં એક ઉંઘમાતિયો જર્મન ચોકીદાર એ લોકોને મળ્યો.

'કોણ છો તમે?' એણે પૂછ્યું.

બાપુએ જાણે સાંભળ્યું ન હોય એવો ઢોંગ કર્યો.

પેલા ચોકીદારે ફરીથી ઘાંટો પાડ્યો.

'કોણ છો તમે?'

'લૉડેક. એબરવાચની બ્હાર' ભાંગ્યુતૂટ્યુ ગમાર જેવું બાપુ બોલ્યા.

'અને આ બાઇ પણ જાય છે?'

'હા, હા. આ તો આ નાના છોકરાની વર્ષગાંઠ છે. આ દિવસોમાં બીજી તે શું મઝા થાય? ગાલ્લીમાં થોડી જગ્યા હતી તે અમે સૌ મઝા કરવા નીકળી પડ્યાં છીએ.' નીકોલેએ કહ્યું.

'જાઓ; જાઓ. સાલમુબારક છોકરા! ઘણું જીવજો.' પેલા જર્મન ચોકીદારે બાળકને અભિનંદન આપ્યાં.

બધેજ બારીમાંથી જર્મન સૈનિકો ડોકાતા દેખાતા હતા પણ છાણના ગાડા પર કોઇએ ધ્યાન ન આપ્યું.

ખેતરોની પાછળથી ભૂરો દરિયો દેખાવા માંડ્યો. બાપુનું

અંતર સમુદ્ર દેખી ઉછળ્યું અને વિલાયત ઢુકડું લાગ્યું. હવે આ યાત્રાનો અંત દેખાવા માંડ્યો; ઘર પણ દેખાવા માંડયું.

રોઝ ઘોડાને દોરતાં થાકી ગઇ; ગાડી ઉભી રાખી રોઝને બેસાડી ને નીકોલે નીચે ઉતરી.

'ઓ પેલો દરિયો, બાપુ! હવે કંઇક પાર આવ્યો દેખાય છે.'

'હા, પણ તું અમારી સાથે આવવાની હોત તો અમને બહુજ મઝા પડતે.'

એબરવાચના નાના ગામડાને વીંટી લેતી નદી પાસે એ લોકો આવી પહોંચ્યાં. બધાં જ ચૂપચાપ ચાલતાં હતાં. એક જર્મન મનવાર પાણીમાં ડોલતી હતી. પાસે એક લૉરી દુરસ્ત થતી હતી ને કેટલાક લોકો ઉભા હતા.

આમ કરતાં લૉડેકનું નાનું ખેતર આવી પહોંચ્યું.

'કવીન્ટીન તરફથી' બાપુ એટલું જ બોલ્યા.

પેલો ખેડૂત સમજી ગયો.

'હા, હા, જાઓ; જાઓ, બધું સારૂં થાય એજ ઇચ્છા.'

ખાતર ઠાલવવા ગાલ્લું આમ તેમ કરી ગોઠવ્યું. બાપુએ પાવડો લઇ ખાતર ઠાલવી દીધું. પા કલાકમાં કામ પતી ગયું.

'વખત ઘણો છે. આપણે વાળુ કરી આવીએ.'

બધાં ખાલી ઘોડાગાડીમાં બેસી ગામડામાં ગયાં.

ખૂલ્લું બંદર એ લોકોની નજરે પડયું. બધે જ તેઓ નજર ફેરવતાં રહ્યાં: ત્યાં તો બાપુએ ધીરેથી પૂછ્યું:

'પેલો ફૉકેટ છે કે?'

'હા, હું એમ ધારૂં છું.' નીકોલેએ કહ્યું.

'પેલી ટોરપીડો બોટ છે; હું ત્યાં રમવા જાઉં?' રોનીએ પૂછ્યું.

'ના, હમણાં નહિ. આપણે વાળુ કરવા જઈએ છીએ.'

નીકાલે ખાવાનું લેવા રસોડામાં ગઈ ને ખાવાનું લઈ આવી. તે પછી બધાં જ જમવા બેસી ગયાં.

કેટલાકની નજર બાપુ તરફ ભોંકાવી હોય તેમ પડતી હતી. પહેલી જ વાર એમનું અંતર ભયભીત બન્યું. કદી એમને પોતાની જાત માટે આવી શંકાઓ થઈ નહોતી. શંકાની દૃષ્ટિએ જોતા જર્મનો સામે બાપુનું વ્યકિતત્વ ટક્કર ઝીલતું હતું. આખી મુસાફરીમાં આવી કટોકટીની પળો પહેલી જ વાર આવી હતી.

છોકરાંઓ જમી ઉઠ્યાં.

'અમે દરિયા કાંઠે જઈએ ?'

'હા, જાઓ. પણ ડોકાવતાં નહિ અને બહુ દૂર પણ ન જતાં.'

શીલા રેની સાથે ગઈ. બાકી બધાંજ છોકરાં બેસી રહ્યાં.

દસ મિનીટ થઈ ત્યાં તો એક પહોળો, ઉંચો, પડછંદ માણસ આવ્યો. એ પેલો માછી હતો.

'અહીં બધેજ જર્મનો છે.'

'આવો, અહીં આપણે સાથે કંઈક પીએ.' કહી પેલો ફ્રેંચ માછી બાપુ પાસે આવ્યો. તેણે બાપુને ઓળખી કાઢ્યા.

'જુઓ આ મારી પુત્રવધૂ છે.'

'હા, હા, હું સમજ્યો.'

'આપ બહુ સરસ ફ્રેંચ ન બોલો' નીકોલેએ કહ્યું.

'તમે ચૂપજ રહો. હું બોલું તે સાંભળી લ્યો.

'મારી હોડી ત્યાં પાણીમાં ડોલે છે. હું આપને અહીંથી હોડીમાં નહી લઈ જઈ શકું. અંધારૂ થતા સુધી આપે અહીં રોકાવું પડશે. પછી પેલા ખડકની પાછળ આવજો એટલે હું આપને બધાને હોડીમાં લઈ લઈશ.'

'ભલે. અમે એ રીતે ત્યાં આવીશું.' બાપુએ કહ્યું.

ફ્રૅંકેટ કંઇ પણ બોલવા જાય તે પહેલાં જ ધમધમ પગલાનાં ધમકારા પડ્યા. સામે જ અનેક બંદૂક તાકતા જર્મન સૈનિકો આવી ઉભા.

બાપુના અંતરમાં તો આ ક્ષણ કદીય વિસરાય નહિ એમ કોતરઇ ગઇ. પેલો માછી પણ સ્તબ્ધ થઇ ઉભો રહી ગયો.

પેલા સૈનિકના આગેવાનના ઉચ્ચારમાં કંઇક અણઘડતા હતી.

'બોલો, આમાંથી કોણ અંગ્રેજ છે?'

કોઇએ જવાબ ન આપ્યો.

'હવે કંઇ પણ ગુલબાંગો ફેંકશો નહિ; ઉલ્ટા વધારે પંચાતમાં પડશો માટે જે હોય તે સાચેસાચું કહી દેજો.'



## પ્રકરણ પંદરમું

ફ્રેંકે બહુ વાક્ચાતુરીથી પોતાનો ગુસ્સો પેલા જર્મન સૈનિક પર કાઢ્યો.

'આ લોકોને તો હું ઓળખતો જ નથી. અચાનક અહીં આવી પહોંચ્યો અને તેમની સાથે જરા પીણું પીતો હતો. મને પકડશો તો જર્મન સૈનિકોને આવતી કાલે માછલી મળવાના વાંખા પડશે.' એ તો બોલ્યે જતો હતો ત્યાં જર્મન સૈનિકે એને બંદુકનો ધક્કો માર્યો એટલે એ બોલતો બંધ થયો.

એટલામાં બીજા બે સૈનિકો પણ આવ્યા. થોડી વારમાં એક જણ રોની અને શીલાને લઈને આવ્યો. બન્ને બાળકો ગભરાઈ ગયાં હતાં.

'કેમ આપણે પકડાઈ ગયાં?' રોનીએ પૂછ્યું. 'આ લોકો આપણને ક્યાં લઈ જાય છે? મેં શીલાને ઘણું કહ્યું કે અંગ્રેજીમાં ન બોલ પણ એણે માન્યું નહિ.'

'મને તો અંગ્રેજી જ બોલવું ગમે છે' રડતાં રડતાં શીલાએ કહ્યું.

'હવે તારે અંગ્રેજીમાં જેટલું બોલવું હોય તેટલું બોલજે' બાપુએ કટાક્ષથી કહ્યું.

થોડી વાર પછી બધાને ચોકીમાં લઇ ગયા. ત્યાં છૂપી પોલીસનો ઉપરી ઉતાવળમાં પોતાના કોટનાં બટન નાખતો હતો. બધાને એની સમક્ષ હારબંધ ખડાં કરી દીધાં.

'કેમ ત્યારે, તમે પકડાઆં ખરાં' એ જર્મનમાં બોલ્યો. બધાં જ એની સામે જોઇ રહ્યાં.

ફૉકેટ અને નીક્રોલેએ પોતાનાં ફ્રેંચ કાર્ડો કાઢ્યાં. પેલા અફસરે એની મનમાં નોંધ લીધી.

બાપુએ પોતાનો વિલાયતનો પાસપોર્ટ બતાવ્યો. હારેલો માણસ થાકીને પોતાની સાચી બાજી બતાવી રહ્યો.

એણે આ પાસપોર્ટ બહુ જ રસેરસે વાંચ્યો.

'કેમ અંગ્રેજ વિન્સ્ટન ચર્ચીલ !'

બાળકો તરફ એણે નજર ફેંકી. બાળકોની પણ તપાસ લીધી.

પછી આ લોકો પાસે કંઇપણ શસ્ત્ર હતાં કે કેમ તેની તપાસ કરી. કાગળ, પૈસા, ઘડિયાળ અને રૂમાલ બધુંજ અંગત વપરાશનું એણે પોતાના કબજામાં લીધું.

પછી એ બધાંને બીજા ખંડમાં લઇ જવામાં આવ્યાં અને એમને દરેકને ઓઢવા પાથરવા અક્કેક ધાબળો આપ્યો. લાકડાના સળિયાની બારી બનાવી હતી અને બહાર સંત્રી પહેરો ભરતો ઉભો હતો.

ફૉકેટ તરફ ફરી બાપુએ કહ્યું:

'જે કંઇ થયું છે તેને માટે મારૂં દીલ અફસોસથી બળી રહ્યું છે.'

'ડી' ગોલની સાથે દુનિયા જોવા જવાનો આ ઠીક લાગ

શોધ્યો હતો. પણ કંઇ નહિ બીજી વાર.' તેણે કહ્યું.

ફ્રૅકેટ પોતાનો ધાબળો ઓઢીને સુઇ ગયો.

ધાબળા સરખા પાથરી નીકોલેએ બાળકોને સુવડાવવાની વ્યવસ્થા કરવા માંડી.

એમ કરતાં એક ધાબળો વધ્યો.

'એ તું લે. હું આજ રાત્રે ઊંઘીશ નહિ.' બાપુએ કહ્યું.

'અને હું પણ.' નીકોલેએ કહ્યું.

અર્ધા કલાક પછી બન્ને જણ, બાપુ અને નીકોલે બારી બ્હાર નજર નાંખતા બેઠાં. આછા તારાના તેજમાં પેલું બંદર દેખાતું હતું.

'કાલે સવારના આપણને અનેક પ્રશ્નો પૂછાશે. આપણે શું કહેવું. તે નક્કી કરીએ.' નીકોલેએ કહ્યું.

'સત્ય સિવાય બીજું શું કહી શકાય? હું તો બધીજ ખરી હકીકત કેહેવાનો છું.'

'પણ લૅાડેક, આર્વરીસ અને કવીન્ટીનને સંડોવવા નહિં.' નીકોલેએ કહ્યુ.

'ભલે. એ લોકો મને પૂછે કે આ કપડાં ક્યાંથી લાવ્યા, તો હું કહું કે તેં મને આપ્યાં છે!'

'હા, જરૂર. હું કહીશ કે હું ફ્રૅકેટને ઓળખું છું, અને મેં જ ફ્રૅકેટ સાથે બધું નક્કી કર્યું હતું.'

પેલા સંત્રીને અર્ધા ઊંઘમાં દેખી, નીકોલે પાછી બાપુ પાસે બેઠી.

'હા, પણ માર્જેન માટે શું કહેવું?'

'કંઇ નહિં, અમને એ તો, રસ્તામાં મળ્યો હતો. ચારટરીઝ આવતા પહેલાં—'

'છોકરાંઓને પૂછપરછ ન કરે તો સારું. નહિં તો માર્જેન

ભાંગરો વાટી નાખશે.' બાપુએ બ્હીતાં બ્હીતાં કહ્યું. 'નીકોલે ! હવે તું સુઈ જા.'

'ના, મારે ખરેખર, ઊંઘવું નથી, મને તો આમ બેઠાં બેઠાં ફાવે છે.'

'આ મારી દુઃખયાત્રામાં મેં તમને સર્વેને ઘસડ્યાં છે. મને એનો સતત વિચાર આવ્યા કરે છે અને દુઃખ થાય છે. મને આશા હતી કે આપણે સુખરૂપ પાર ઉતરશું પણ ઉલટું થયું.'

'હું તો કંઇ બીજો જ વિચાર કરી રહી છું.' નીકોલેએ કહ્યું.

'શો ?'

'તમે ફ્રૅન્કેટને પુત્રવધુ તરીકે મારી ઓળખાણ કરાવી તે.'

'હા, હું તને ખરેખર મારા જ્હૉનની પરિણીતા જ માનું છું.'

ત્યાં તો બન્ને ઘડીભર ચૂપ થઈ ગયાં. એ પણ સત્ય જ હતું ને ?

વિલ્હેમ જરા પથારીમાં સળવળ્યો. બ્હાર સંત્રી આંટા મારતો હતો. નીકોલેએ એકાએક કહેવા માંડ્યું :

'પૅરીસમાં જે બન્યું તેમાં જ્હૉનનો દોષ ન હતો. મારો પણ નહિ. પૅરીસ જતાં પહેલાં અમને સ્વપ્ને પણ એવો કંઇ ખ્યાલ નહોતો. વહેતી સરિતાની સહજતાથી અમે જીવનના પૂરમાં તણાયાં. આકાશે ઉડતાં કોઇ બન્ધનમુક્ત પક્ષીઓ સંગીતમસ્ત બની રહે તેવાંજ અમે પણ પ્રણયકલ્લોલમાં મસ્ત બન્યાં'

બાપુને પોતાનું યૌવન સાંભર્યું. પચાસ વર્ષ પહેલાના જીવન પર એમનાં નેત્ર ફરી ગયાં.

'જીવનમાં એવું જ થાય છે.' બાપુએ કહ્યું.

'એ થયું હતું તેને માટે તું દીલગીર તો નથી ને?' બાપુએ પૂછ્યું.

'ના. જહૉન પણ વિચિત્ર હતો. એને ન ગમે સંગ્રહાલય, ન ગમે અજાયબઘર કે ન ગમે ચિત્રપ્રદર્શનો. એને તો ફક્ત મારામાં જ રસ હતો. હું ભલી ને એ ભલો.'

'એ જ બરાબર હતું.' બાપુએ હસીને કહ્યું.

'આપ પણ જહૉનની માફક જ હસો છો.' નીકોલેએ શરમાઇ કહ્યું.

'તું ખરેખર જહૉન સાથે પરણતે ખરી?'

'હા. હું જરૂર પરણતે. અમે વિલાયતના કાયદા પ્રમાણે પરણવા માંગતાં હતાં.'

'પછી શું થયું?'

'હું બીધી. હવે મને એવું ગાંડા જેવું લાગે છે!'

'કોનાથી બીધી?'

'આપનાથી.'

'મારાથી!'

'હા, પરદેશની કોઇ અજાણી કન્યાને આપનો દીકરો એકાએક પૅરીસમાં પરણી ગયો હોત તો તેનું આપને દુઃખ થાત. જુવાનિયો પરદેશમાં ગાંડો બની ગયો એવું જ આપને લાગત. આપને એમ થતે કે કોઇ સામાન્ય સ્ત્રી એને ભોળવી ગઇ.'

'કદાચ મને એવો વિચાર આવતે પણ પછી હું ભૂલી પણ જતે.' બાપુએ કહ્યું.

'તેથી જ મારે પરણતા પહેલાં વિલાયત આવી આપનાથી પરિચીત થવું હતું. આપનો દેશ પણ જોવો હતો. પછી બધું જ સારૂં અને સરળ થઇ શકતે.

'ત્યાં તો લડાઇ આવી, પછી તો વિલાયત આવવાની વાત જ બંધ પડી કદાચ જહૉન પાછો પૅરીસ આવત પણ એને રજા ન મળી.

'અને પછી તો જહૉનના મૃત્યુના જ ખબર આવ્યા.'

આ વાર્તાલાપ પછીની શાંતિ તો એક લાંબી નિરવતા જેવી લાગી. હવામાં પણ ઠંડક હતી અને રાત તો જાણે સર્યે જ જતી હતી. નીકોલે બેઠી બેઠી ઊંઘી ગઇ. એના હૃદયના ધબકારા હવે પ્રમાણસર થયા. પછી પાછી એ અડધી આડી પડીને સૂતી.

બાપુએ એને ધાબળી ઓરાડી સૂવાડી દીધી.

બાપુએ બહાર નજર નાખી. ચાંદનીના તેજમાં દૂરનો સમુદ્ર ઘેરો ભૂરો દેખાતો હતો. બાપુને વિચારોની પરંપરા આવવા લાગી.

એમને લાગ્યું કે જર્મનો એમને પોતાને તો કેદ જ કરશે. થોડા સમયમાં એમના જીવનનો અંત આવશે પણ એમના પોતાનાથી આ બાળકોને વિખૂટાં કરશે તે પછી એ બાળકોનું શું ! એમને છૂટાં ન કરે તે માટે હરેક પ્રયાસ કરવા. એ છૂટાં થાય તો નીકોલે એમને રહેવા માટે બનતી ગોઠવણ કરે. એને માટે પૈસાની જોગવાઇ થઇ શકે એમ હતું.

એમનું પૂર્વ જીવન તો હવે દૂર દૂર ચાલ્યું ગયું હતું.

થોડીવારે પૂર્વમાથી રાત્રિ સરી જતી હતી અને ઠંડો પવન સુસવાતો હતો. નીકોલે ઊઠી. એ પોતાની આંગળીઓથી બાલ હોળવા લાગી.

એટલામાં ચીની ચલાણાંઓમાં એમનું ખાવાનું આવ્યું. નીકોલે અને બાપુના દીલમાં તો વિષાદ પથરાઇ ગયો હતો.

પોતાનું અને આ બાળકોનું શું થશે ?

સવાર પડ્યું. એમને દાતણપાણી કરવા દીધાં.

પછીથી એમને એક રાખોડી રંગની બંધ મોટરમાં બેસાડી લૅનીલીસ લઇ જવામાં આવ્યાં. દેવળની સામેના એક મકાનમાં સ્વસ્તિક ધ્વજ ફરકતો હતો ત્યાં એ લોકોને લઇ ગયા.

બાળકો તો ડઘાઇ ગયાં હતાં. કંટાળ્યાં પણ હતાં. છેવટે ઘડી ઘડી પૂછતાં: 'અમે બહાર ખુલ્લામાં, તડકામાં રમવા જઇએ ?'

'ના, હમણાં નહિ જવાય.'

'પેલા બાબરની ને હાથીની વાત યાદ છે કે ?' એમ કહી નીકોલેએ છોકરાંઓને રમાડવા માંડ્યાં.

'અને પેલો વાંદરો !'

બધાં જ છોકરાંઓ હસી પડ્યાં. બહાર પહેરો ભરતા જર્મનો તો આશ્ચર્યથી આ જોઇ રહ્યા. પહેલી જ વાર આટલા દુઃખમાં પણ પરદેશી કેદીઓને આનંદમાં જીવવા પ્રયાસ કરતાં જોઇ એમનું અભિમાન ઘવાયું.

બારણું ખૂલ્યું અને સંત્રીએ એકદમ લશ્કરી સલામ કરી. નીકોલેએ તરતજ શીલાનો હાથ પકડી લીધો. અફસરનો કાળો ગણવેશ બ્રીટીશોના યુદ્ધવેશ જેવો હતો. ઉપર સ્વસ્તિક અને ગરૂડ હતાં.

એના હાથમાં એક પેન્સીલ અને ચોપડી હતાં.

'ચાલો, આપ જલ્દી ચાલો.' એણે બાપુને કહ્યું.

દુભાષિયાએ બધાની પૂછપરછ કરી લીધી અને સર્વ માહિતી ફ્રેંચમાં લખી લીધી. રોની, શીલા અને બાપુએ પોતે અંગ્રેજ છે એવું જ કહી દીધું. વીલ્હેમ અને માર્જનની બાબત ખબર નથી એમ જણાવ્યું.

એ પછી એમને ગેસ્ટાપો (જર્મન છૂપી પોલીસ) ના ખંડમાં લઇ ગયા.

એણે તો બાપુ સામે જોયા જ કર્યું. એમનાં કપડાં, એમની ટોપી, એમનું બકીટ અને એમનું મેલું ભૂરૂ પાટલૂન.

'હજુ પણ ફ્રાન્સમાં અંગ્રેજો છે ખરા! કેમ તમને ઠીક મઝા પડી લાગે છે!' ગેસ્ટાપોએ કહ્યું.

પણ બાપુ શું જવાબ આપે? મહેણાં સાંભળવાનાં જ રહ્યાં.

'અને તું તો ફ્રેન્ચ જ છે.' તેણે નિકોલેને કહ્યું.

'આ ડોસાને તારા દેશમાં શાં કાવત્રાં રચવામાં મદદ કરી રહી છે? તું દેશદ્રોહી છે. તેં સંધીનો ભંગ કર્યો છે. તને તો ગોળીબાર કરવામાં આવશે.'

નીકોલે સ્હેજ હેબકાઇ ગઇ.

'એને બીવડાવવાની કંઇ જ જરૂર નથી. અમે તમને બધી જ સાચી વાત કહી દઇશું.' બાપુએ કહ્યું.

'અંગ્રેજોનું સાચું! અંગ્રેજ બચ્ચો કદી સાચું બોલ્યો છે? હુ ખરી હકીકત જાણવા એનાં ચામડે ચામડાં ઉતારીશ અને જીવતા નખ ખેંચાવીશ. જો જો તો ખરા.'

'બોલો, તમે આ છોકરીની શી શી મદદ લીધી છે!'

શીલા ડોસાના ખમીસની બાંય પકડી રહી હતી ને કહેતી હતી: 'મને બ્હાર લઇ જાવ. મારાથી ઉભા રહેવાતું નથી.'

બાપુએ પેલા ગેસ્ટાપો અફસરને કહ્યું: 'મારે જરા આ બાળકને બહાર મોકલવું છે. આ છોકરી–રોઝ એને એક મિનિટ બહાર લઇ જાય, પછી બેઉ પાછાં આવશે.'

સંત્રી એ બેઉને મંડપ બહાર લઇ ગયો.

બાપુએ સીધી જ વાત કહેવા માંડી:

'હું આ બાળકોને લઈ વિલાયત જતો હતો. મારે ફ્રાન્સમાં કશું જ કામ નથી. જે આ જુવાન બાઇ મારી સાથે છે તે તો મારો પુત્ર જ્હૉન જે મરી ગયો છે તેની પરમ મિત્ર છે. અમારી થોડા વખત પહેલાંજ ઓળખાણ થઈ છે.'

નીકોલેએ કહ્યું 'આ વાત સાચી છે. આ બધાં બાળકોને લઇ વિલાયત જતાં રસ્તામાં એ ચારટરીસમાં રોકાયા હતા. ફ્રૅકેટને તો હું નાની બાલિકા હતી ત્યારની ઓળખું છું.

'હું ફ્રૅકેટને વિલાયત જવા માટે હોડીની ગોઠવણ કરી આપવા લલચાવતી હતી અને તે ના કહેતો હતો.'

'હા રે! મને શંકાજ નથી કે મી. હાવર્ડને તો વિલાયત જ જવું હતું. અંગ્રેજોને તો આ ભૂમિ ભારે પડે એમ છે' અફસરે બાપુનું નામ દઇ વાત કરવા માંડી. એકાએક એણે વિષય બદલ્યો.

'અમે શૅરેન્ટોનને પણ પકડ્યો છે. એને આવતી કાલે ગોળીબાર કરી ઠાર કરવામાં આવશે.'

અફસરની આંખો આ બધાં પર ફરી ગઇ.

'હું તમે કહો છો તે માણસને ઓળખતો પણ નથી.' બાપુએ કહ્યું.

'અને આપ વ્હાઇટ હૉલને બીજે માળે ૨૧૨ મા નંબરના ઓરડામાં આપની યુદ્ધની કચેરી છે તે પણ જાણતા નથી તેમજ મેજર કૅાચરેનને પણ ઓળખતા નથી. બહુ નિર્દોષ લાગો છો!'

'હું સાચેજ એ ઑફીસ પણ જાણતો નથી અને આ માણસને પણ ઓળખતો નથી. એક કૅાચરેનને હું ઓળખતો હતો તે તો ૧૯૨૪ માં મરી ગયો.' બાપુએ કહ્યું.

'આપ માનો છો કે આપનું કહેલું બધું જ હું સાચું માનું છું!!' તિરસ્કારથી જર્મન અફસરે વાતો કરવા માંડી.

'મી. હાવર્ડ તો જ્યુરાથી અહીં આવ્યા છે. રસ્તામાં ફક્ત ચારટરીઝમાં જ રોકાયા છે.' નીકોલેએ કહ્યું.

'હું કેમ આવ્યો તે આપને કહી સંભળાવું.' બાપુએ કહ્યું. 'મને જરા કહેવા દો તો—'

'આપને ફક્ત ત્રણ જ મિનીટ બોલવા દઇશ' કાંડા ઘડિયાળ પર નજર નાંખતાં જર્મન અફસરે કહ્યું.

'પણ બાપુ! આ બાળકો પણ કોના છે ને ક્યાંના છે તે કહી દોને!' નિકોલેએ કહ્યું

'માછલી પકડવા અને મઝા કરવા આ એપ્રીલમાં વિલાયતથી હું અહીં આવ્યો હતો. બે દિવસ પૅરીસ રહી ડી'જોનમાં એક રાત રહ્યો. તે પછી જ્યુરામાં આવેલા સીડેટોનમાં આવ્યો. મને માછલી પકડવાનો ભારે શોખ છે તેથી જ હું અહીં આવેલો.' બાપુએ કહ્યું.

'કેવી માછલી? જલ્દી બોલો.'

પછી બાપુએ એની વિગતવાર વાત કરી.

'ઠીક, હવે મને આપની માછલીઓની વાત સાંભળવાનો વખત નથી.'

દસ મિનિટમાં બાપુએ જે હતી તે સત્યકથા કહી દીધી.

'વિલાયત પહોંચી આ બધાં બાળકોનું શું કરવાનો વિચાર હતો?'

'એ લોકોને હું અમેરીકા મોકલવા માગતો હતો.'

'કેમ? અમેરીકા?'

'ત્યાં બધું સહિસલામત છે. આ લડાઈમાં આવાં નિર્દોષ બાળકોને ક્યાં સંડોવવાં!' બાપુએ કહ્યું.

'એનો ખર્ચ કોણ આપત? તમે?' અફસરે પૂછયું.

'હા, હું જ આપત. ત્યાં મારી દીકરી રહે છે. લડાઈ પૂરી

શતાં સુધી પોતાને ત્યાં આ બધાંને એ જરૂર રાખત.'

'અમેરીકાના લોકો તો ઉદાર છે. આશ્રિતો માટે ઘણું કરે છે. ખાસ કરીને બાળકો માટે.' નીકોલેએ કહ્યું.

'અને શ્રીમતિ! તમે આ વાતનાં મોટાં સાક્ષી છો. તમે આ ડોસાના દીકરાનાં ખાસ મિત્ર હતાં કેમ? એની રખાત હતાં કે શું?'

'તમારે જેટલા હલકા શબ્દો બોલવા હોય તેટલા બોલી શકો છો. સચ્ચરિતને મલિન કહી તમે થોડું એનું સૌન્દર્ય લૂંટી લઇ શકવાના છો?' નીકોલેએ કહ્યું.

'આપને વિલાયત જવું જ હતું તો ડીજોનથી કેમ ન ગયા? આપનો વિચાર કંઇ કાવત્રું કરવાનો હતો માટે જ ન ગયા. પકડાઇ ગયા હવે. જુઠાણું કરવા તો ગયા પણ.........'

'ન ગયો કારણ કે આ નાની છોકરી માંદી પડી ગઇ.'

'હવે સાંભળો, મને આ તમારી છેતરપીંડી નથી જોઇતી. આ કંઇ છોકરાં પટાવવાની વાત નથી. વિલાયત જવું જ હતું તો ક્યારના યે જઇ શક્યા હોત.' જર્મન અફસરે રૂઆબમાં કહ્યું.

'પણ મારે આ બાળકોને સંભાળવાનાં હતાં. એમને હું કોને આધારે મૂકતે!'

'બધું હડહડતું જુઠાણું છે.' જર્મન ઑફીસર તો હજુ વધારે કડક અને હલકા શબ્દો બોલવા માગતો હતો પણ કોણ જાણે કેમ અટકી પડ્યો.

'સંધ્યાકાળ પહેલાં તમે બધું જ તમારૂં કાવત્રું કબૂલ કરી દેવાના છો, માટે હમણાં જ માની લોને.

'હવે તમને અહીંથી બહાર લઇ જવામાં આવશે. પછી જ્યારે મારા માણસ તમારા પર ત્રાસ ગુજારવો શરૂ કરશે

ત્યારે તમે બધું જ કહી દેશો. તમે આંધળા થશો, બ્હેરા થશો તે પછી તમે કબૂલ કરશો કે તમે બદ્દુસ છો અને નિર્દોષ હોવાનો ઢોંગ કરવા આ છોકરાં અને સ્ત્રીને લઇને ફરો છો. તમે અને પેલો શૅરેન્ટોન એક જ ટોળીના છો. તમેજ હીટલર બ્રેસ્ટમાં આવ્યા તેની ખબર વિલાયત પહોંચાડી અને તે વખતે હવાઇ હુમલો કરાવ્યો એ બધાની જવાબદારી તમારીજ છે.

'અને જ્યારે તમને રીબાવવાનું શરૂ કરીશું ત્યારે ખબર પડશે કે સંદેશો વિલાયત કેમ પહોંચ્યો? પેલા મેજર કૉચરેન કોણ છે તેની પણ ખબર પડશે.' જર્મન અફસરના હોઠ કટાક્ષમાં મરડાતા હતા 'પેલો ૧૯૨૪માં મરી ગયો છે તે તમારૂં જૂઠાણું છે. હવે તમે સાચું કહેશો કે કેમ તે જોઇશું. બધું જ બોલાવીશું તમારી પાસે અને જ્યારે બધું કહી રહેશો ત્યારે જ તમારી વેદના બંધ થશે એ યાદ રાખજો.

'બધાંને લઇ જાવ.'

એણે હુકમ કર્યો. બધાંને એક ઓરડામાં પૂરી દીધાં. બાપુ તો સ્તબ્ધ થઇ ગયા. આ શું? આવું તો એ લોકો યાહુદીઓ સાથે વર્તતા હતા એમ એમણે સાંભળ્યું હતું. ના ના, આ સાચી વાત છે? તો તો ભારે આફત!

ફૉકેટને તો જુદો જ લઈ ગયા. નીકોલે અને બાપુને એક જ ખંડમાં રાખ્યાં.

પીયેરેએ પૂછ્યું: 'આપણે અહીં જ જમવાનું છે?'

'હા' નીકોલેએ કહ્યું.

'શું જમવાનું આપશે?'

'આવે ત્યારે જોજો. હવે તમે રોઝ જોડે રમો. મારે બાપુ સાથે વાતો કરવી છે.' નીકોલેએ કહ્યું.

બાળકો રમવા લાગ્યાં.

'આ તો બહુ જ ખોટું થયું. આપણે તો સપડાઇ ગયાં છીએ અને તે પણ આ દુષ્ટોને હાથે. યાદ છે, પેલો હવાઇ હુમલો થયો ને તને વાગ્યું હતું તેમાં એ આપણને સંડોવે છે.' બાપુએ કહ્યું.

'હા. ત્યારે લોકોમાં વાતો ફેલાઇ હતી કે હીટલર બ્રેસ્ટમાં છે પણ આપણે તો એ લોકવાયકા ધારી હતી. એવી તો કેટલીએ નાની મોટી અફવાઓ ફેલાતી હતી.' નીકોલેએ કહ્યું.

બાપુએ બારીની બહાર જોયું અને એમને વિચાર આવ્યો કે હીટલર પર હુમલો થયો એટલે અહીંની છૂપી પોલીસને પોતાની આબરુ સાચવવા સારૂ કોઇકના તો ભોગ લેવા જ પડશે. કોઇકને પકડીને જાસુસ ઠેરવી દેશે. નહિ તો કંઇક મૃતદેહને જાસુસોનાં શબ તરીકે ઓળખાવશે.

'જે વાતથી હું તદ્દન અજ્ઞાત છું તે વાત પર હું કેમ કરીને પ્રકાશ પાડવાનો હતો! એટલે મારા પર તો બહુ વીતવાનું છે. જો હું મરી જાઉં તો નીકોલે! તું આ બાળકોને લઇ જઇશ ને?'

'હું તો બધું કરીશ જ પણ આપને કશું યે થવાનું નથી. આપણે જરૂર કંઇક કરશું' નીકોલેએ કહ્યું પણ તે નિરાશ બની ગઇ હતી.

'હવે મારે મારૂં નવું વસિયતનામું બનાવવું પડશે ને જૂનું વસિયતનામું બદલવું પડશે; જેથી યુદ્ધ પૂરું થતાં તને વિલાયતથી પૈસા મળે અને તું આ છોકરાઓને પાળી પોષી ને ભણાવી શકે. જેમનાં ઘરબાર નથી તેમને તો ખાસ. પણ હમણાં તો તારે જ આ બધાંયને સંભાળવાનાં છે.'

થોડીવારમાં ખાવાનો મોટો થાળો અને થોડાં ચલાણાં લઇ કોઇ આવ્યું. નીકોલેએ થોડુંક ખાધું પણ બાપુએ તો ચાખ્યું યે નહિ.

ત્રણ વાગ્યે સંત્રી સાથે ધમધમ કરતો એક અફસર આવ્યો. બાપુને ખેંચી ધકેલીને લઇ ગયો. નીકોલે પાછળ દોડી પણ એને પાછી અંદર ધકેલી દીધી.

'નીકોલે! તું ચિંતા ન કરતી.' કહી બાપુએ એના માથા પર જતાં પહેલાં હાથ ફેરવ્યો.

બ્હારનું જીવન તો રોજને ચીલે ચાલ્યું જતું હતું. સૌ સૌના કામમાં મશ્ગુલ હતાં. એમને ખેંચતાણ કરી લઇ જતાં લોકોએ જોયા કર્યું.

તરત જ એમને એક બીજા મકાનમાં ધકેલી બારણું બંધ કર્યું. ત્યાં થોડાં ચિત્રો, જીર્ણ કોચ અને ખુરશીઓ હતાં.

બાપુની નજર ટેબલ પાસે બેઠેલા એક જુવાનિયા પર પડી.

ત્રીસ વર્ષની પણ એની ઉંમર નહોતી. ફીક્કો, કાળા વાળવાળો એ જુવાન ટેબલ પાસે બેઠો હતો.

'ભાઇ! તું કોણ છે?' બાપુએ પૂછ્યું.

'હું અંગ્રેજ છું અને ગઇ કાલે પકડાયો છું.

બન્નેએ હવે અંગ્રેજીમાં બોલવા માંડ્યું. ઘણે વખતે એક દેશનાં બે પંખી ભેગાં મળ્યાં.

'મારી માતા અંગ્રેજ હતી અને એનું ગામ વૉકીન્ગ હતું. મારા પિતા ફ્રેન્ચ હતા. હું ઇંગ્લૅન્ડમાં જ રહ્યો છું. મારા પિતા યુદ્ધમાં મરી ગયા.'

'પણ તું અહીં શું કરે છે? મને ખ્યાલ નહિં કે અહીં બીજો કોઇ અંગ્રેજ હશે.'

'હું ગોળીબાર થવાની રાહ જોઉં છું.'

'તારૂં નામ શૅરેન્ટોન તો નહિ ને?' બાપુએ પૂછ્યું.

'હા. આપને પણ મારી વાત કરી લાગે છે.'

બાપુએ એને પોતાની પણ બધી વાત કરી.

'મને લાગે છે કે આપને ફ્રાન્સના કોઇપણ શહેરમાં છૂટા મૂકી દેશે. આપની સામે એમને કંઇ યે પુરાવો મળશે નહિ.'

'ના. પણ એ લોકો માને છે કે મેં તમારી સાથે મળીને કાવતરૂં રચ્યું છે.' બાપુ બોલ્યા.

'એમ! ત્યારે એ લોકોને બકરાં જોઇએ છે. નહિ?'

'એમજ.'

'તો પણ મોડા વ્હેલા આપ વિલાયત પહોંચશો. આપ તો નિર્દોષ જ ઠરશો.

'અને તમે?'

'અરે! હું તો હવે ચાલ્યો. ઘડી બે ઘડીમાં.' રમતો રમતો બોલતો હોય તેમ એ બોલ્યો.

'તું તો ભયંકર રીતે સપડાયો છે પણ મારૂં એક કામ કરશે? મારા વસિયતનામા પર તું સાક્ષી કરશે?' બાપુએ પૂછ્યું.

'આપણાથી અહીં કશું લખાય જ નહિ અને મારી સહી તો નકામી. અહીં જે કંઇ લખશો તે બધા ય કાગળો જર્મનો લઇ લેશે.'

'જો હું બચી જાઉં તો તારે કંઈ સંદેશો આપવો છે? કોઇને પણ કંઇ કહેવું કરવું છે?' બાપુએ આ યુવાનની દયા ખાતાં પૂછ્યું.

'ના રે! મારે કોને સંદેશો આપવાનો હોય?

'પણ આપે ઑક્સફર્ડ તો જોયું હશે જ. નદીની ઉપર પૂલ પાસે એક જગ્યા છે, ત્યાં સદાય વહેતા પાણીનો કલરવ સંભળાયા જ કરે છે અને માછલીઓ તરતી હોય છે. બધે જ ફૂલ ફૂલ રોપેલાં છે'

'ગૉડસ્ટોહજ ને!'

'હા.'

'ચાળીસ વર્ષ પહેલાંનું કંઇક સાંભરે છે.'

'ત્યાંની માછલીઓ નિહાળી એક ખોબો પાણી મારે બદલે પીએ.' પેલા જુવાનિયાએ કહ્યું.

'પણ તમારે બીજા કોઇને કશું જ કહેવું નથી?'

'ના, ના, કંઇ જ સંદેશા નથી. અને હતે તો પણ હું આપને ન જ આપત. આપને ખબર છે કે અહીંયાં જ માઇક્રોફોન છે. આપણે જે કંઇ બોલીએ તે છૂપી પોલીસના વડા ડીસેનના ખંડમાં સંભળાય છે. આમાંના એકાદ તૈલચિત્ર પાછળ તે રાખ્યો હશે.'

'તમારી ખાત્રી છે?'

'હા હા! હું આપને ખરૂં કહું છું.'

પછી એ જર્મન ભાષામાં મેજર ડીસેનને ઉદ્દેશીને બોલ્યો: 'તમે તમારો વખત નાહકનો બગાડો છો, મેજર ડીસેન! આ માણસને મારી જરાયે ઓળખાણ નથી. પણ ધ્યાન રાખજો કે આજે નહિ તો કોઇ દિવસે, અંગ્રેજ અને અમેરીકનો જ્યારે તમારા પર વિજય મેળવશે ત્યારે મઇ લડાઇ જેવા એ લોકો તમારા તરફ ભલા નથી થવાના. આ વૃધ્ધ પુરુષનો વાળ પણ વાંકો કરશો તો તમને ગામ વચ્ચે ફાંસીએ ચડાવશે અને તમારૂં શબ બીજા બધા ખૂનીઓને દષ્ટાંતરૂપ બની રહેશે.'

પછી એણે બાપુને કહ્યું: 'જો જો ને, આ સાંભળી કોઈ અહીં આવશે.'

'હા પણ તેઓ તમને વધારે હેરાન કરશે.'

'મારે તો હવે શું બચાવવાનું છે! મારૂં ભાવિ તો નક્કી થઇ ગયું છે.'

એના શબ્દે શબ્દ એ જીવનનો અંત દેખતો હોય તેમ

બોલતો હતો.

'તને દુ:ખ થાય છે?' બાપુએ પૂછ્યું.

'ના રે! હીટલર મર્યો તો નહિ પણ એના હોશકોશ તો ઉડી ગયા હતા. એ વાતથી મને પરમ સંતોષ છે.'

ત્યાં તો બારણું ઉઘડયું અને રક્ષક સાથે એક અફસર આવ્યો.

હસીને શૅરેન્ટોને બાપુને કહ્યું:

'મેં આપને નો'તું કહ્યું? ચાલો, ત્યારે જય જય!

કંઇ પણ બોલે તે પહેલાં તો બાપુને બહાર લઇ જવામાં આવ્યા.

એમને નીકોલે અને છોકરાંઓ પાસે લઇ ગયા. છોકરાંઓ તો પોતાની રમતમાં મશગુલ હતાં.

'આ માર્જેન અમને ઉંધે માથે માથે ઉભાં રહેતાં શીખવે છે. પીયેરે ને હું રહી શકીએ છીએ. વીલ્હેમથી નથી રહેવાતું. જુઓ, જુઓ.'

'કેમ?'

'આપને કશું જ કર્યું નહિ?' નીકોલેએ બાળકોને મુગાં કરી પૂછ્યું.

'ના, શૅરેન્ટોન કરીને એક જુવાનિયા સાથે મને પૂર્યો. ભૂલથી તે મને બધી સાચી વાત કહેશે અને તેઓ છૂપી રીતે સાંભળશે એવી તેમની માન્યતા હતી.' પછી બાપુએ નીકોલેને બધું જ વિગતવાર કહ્યું.

'એ લોકો તો આવું જ કરે છે. કંઇ જાણવું હોય ત્યારે શરીર પર નહિ પણ આપણા મન પરજ ફટકા મારે છે.'

સાંજ પડી. આટલા નાના ઓરડામાં રમતાં રમતાં છોકરાં થાકી ગયાં. ન મળે સરખું રમવાનું કે ન મળે કંઈ વાંચવાનું.

નીકોલેને પણ એ લોકોને શાંત રાખતાં અને તકરારો પતાવતાં દિવસ વીત્યો. પોતાની ચિંતાઓનો વિચાર કરવા પણ એમને કેટલીય વાર સમય ન રહેતો.

ખાવાનું લઇ સિપાઇ આવ્યો.

તે જ વખતે પથારી પણ નાખી લીધી. થાકેલાં બાળકો તો ક્યારના ઊંઘરાટિયાં થયાં હતાં.

બધાં જ છોકરાંઓ ઊંઘી ગયા પછી નીકોલે ને બાપુએ સૂવાની તૈયારી કરી. કંઇક થોડી વાતો થાય ને વળી બેઉ જણ કેટલીયે પળો સુધી નિરવતામાં સરી જાય. છેવટે બાપુ ઊંઘી ગયા પણ નીકોલેનું ચિત્ત અસ્વસ્થ રહ્યું.

સવારના સંત્રીએ આવી બાપુને તૈયાર થવા કહ્યું.

બહારના ચોકમાં થઈ જ્યાં સ્વસ્તિકનો વાવટો ફરકતો હતો તે મકાનમાં બાપુને લઇ ગયા.

મેજર ડીસેન બારી પાસે ઊભો હતો. 'કેમ આવ્યો કે પેલો અંગ્રેજ?' તે પૂછતો હતો.

'જુઓ, આ બાગ કેવો લાગે છે?' ડીસેને બાપુને પૂછ્યું.

'બાગ તો સરસ છે.'

બાપુને લાગ્યું કે કંઇ કાવત્રું રચાય છે.

'બોલો, આ ટૅરેન્ટોનને અહિં ફાંસી આપીશું? એને છોડવવો આપના હાથમાં છે. એને જાસુસ તરીકે અમે ગોળીબાર કરવાના છીએ. બોલો, એને મદદ કરવી છે? બધી સાચી વાત કહી દેશો તો એને જીવનદાન આપીશું.'

'પણ હું કશું જ જાણતો નથી, હું તો એને ગઇ કાલે જ પહેલ વહેલો મળ્યો છું. એ તો એક બહાદુર જુવાન છે. એને મારવામાં તમે મોટી ભૂલ કરો છો. દેશની આવી શક્તિને બચાવવી જોઇએ. લડાઇ પછી એ જગતનો સાચ્ચો મિત્ર બની

રહેશે.'

'વાહ, શું બોલ્યા! હા. હા. હું પણ કહું છું કે એને જીવાડવો જોઇએ. એ જીવશે જો આપ એને મદદ કરશો તો. લડાઇ સુધી એ કેદી રહેશે. લડાઇના અંતને લાંબો સમય નથી. હવે તો ફક્ત મહિનાનો સવાલ છે. પછી તો એ છૂટી જશે.' ડીસેને કહ્યું.

'જુઓ, એને લાવે છે.'

શૅરેન્ટોનની પાછળ પાંચ છ માણસો પિસ્તોલ લઇને ચાલતાં હતાં.

'આ બધું બતાવવા માટે મને લાવ્યા છો?'

'હું આપને અહીં લાવ્યો છું કારણ કે એને છોડાવવાનો આપના જ હાથમાં છે. આપના મિત્રને આપ એટલી પણ મદદ નહિ કરો? આપની મદદ હશે તો જ એ જીવતો રહેશે. બોલો, શું કરવું છે?' ડીસેને કહ્યું.

'મારે એટલું જ જાણવું છે કે ફ્રાન્સમાંથી ઇંગ્લૅન્ડ આપે શી રીતે સંદેશો પહોંચાડ્યો? એ કહો તો હું હમણાં ને હમણાં જ એની ફાંસી બંધ કરાવું.

'એક નવજુવાન આપના દેશ માટે બચી શકતો હોય તો આપે એને મદદ કરવી જોઇએ. લડાઇ તો કદાચ મહિના બે મહિનામાં પૂરી થશે. આપનો દેશ તો હવે ખતમ થઇ ગયો છે, છેલ્લાં તેજ જુએ છે. આપ કહો તો હું આને છોડી દઉં. આપ કુટુમ્બ સાથે ફ્રાન્સમાં રહી શકશો. આપને જેલમાં રહેવું નહિં પડે. લડાઇ પછી આપ વિલાયત જઇ શકશો. કોઇને શકા પણ આવશે નહિ કે આપે અમને ખબર આપી છે. જાસુસો તો બધા યે થોડા વખતમાં વિખેરાઇ જશે?

'બોલો, બે શબ્દોમાં પણ કહો કે શું કર્યું ને સંદેશો કેમ

પહોંચાડ્યો ? બોલો, બોલો, નહિ તો આ જુવાનિયાને ઠાર કરવાનો મારે હુકમ આપવો પડશે.' ડીસેને કહ્યું.

'હું ખરૂં કહું છું કે હું કંઇજ જાણતો નથી. એ વાતની મને જરા પણ ખબર નથી. આ કામમાં મને તમે ખોટો સંડોવો છો.' બાપુએ જણાવ્યું.

'હું આપનું આ જુઠાણું માનતો નથી. આપના જાતભાઇને બચાવવા પુરતું તો કંઇ કરો. હું કંઇ મૂરખ તો નથી ને ?'

'પરદેશમાં ભમતા બધા જર્મન મુસાફરો આવું બધું જાણતાં હોય તો ભલે ! કોઇ પણ અંગ્રેજ મુસાફર આવું કશું યે જાણતો નથી હોતો.'

'હવે તો મારી ખાત્રી થતી જાય છે કે આપ પણ જાસુસ છો. આ બાઇ અને બાળકોના છત્ર નીચે આપ બધે ફરો છો. આપ યાદ રાખજો, આપના પણ આવા જ હાલ થશે.'

'મારા જે હાલ કરવા હોય તે કરજો. હું જે જાણતો નથી તે શી રીતે કહું ?' બાપુએ કહ્યું.

'સમય ઘણો જ ઓછો છે, હજુ વિચાર કરી લ્યો.'

'શૅરેન્ટોનને ઝાડ સાથે બાંધતા હતા. એની આંખે લાલ પાટો બાંધવામાં આવ્યો.

'હજુ બોલો. આ જુવાન બચી જશે.'

'હું એને બચાવી શકું એમ નથી; મારી પાસે કોઇ જાતની ખબર નથી. આ તમે બહુ જ બુરૂ કામ કરી રહ્યા છો. તમને આમાં કંઇજ ફાયદો નથી' બાપુએ કહ્યું.

'આપને એણે સંદેશો નથી આપ્યો ? પેલો નદી, માછલી-ઓ, ફૂલો વગેરેનો. હું મૂરખ તો નથી ને ?'

'હા. એ જગ્યા તો એનું પ્રિય સ્થાન હતું. એ સિવાય એણે મને કંઇ જ સંદેશો આપ્યો નથી.'

'હું એ માનતો જ નથી.'

છ સૈનિકો હારમાં ગોઠવાઇ ગયા. પીસ્તોલો ભરવાનો હુકમ છૂટયો.

'હજીય આપને કંઈજ કહેવું નથી?'

બાપુએ નકારમાં માથુ હલાવ્યું.

તે પછી તરતજ ડીસેને હુકમ કર્યો. ગોળીઓ છૂટી. બાપુએ પેલા જુવાનિયાની દેહ ઝાડ પાસે પડતી જોઈ; થોડીવાર આંચકા ખાઇ એની દેહ સ્થિર પડી ગઇ.

એ દૃશ્ય જોઇ બાપુના શરીરમાં ધ્રૂજારી આવી.

'મારે આપની વાત માનવી કે નહિ? આપ જાસુસ હો તો બહુ ચાલાક જાસુસ છો.'

'પણ હું જાસુસ છું જ નહિ.' બાપુએ કહ્યું

'ત્યારે આપ આ દેશમાં કેમ રખડો છો? ફ્રેંચ ખેડૂતના વેશમાં કેમ ફરો છો તે કહેશો?'

'મેં તો તમને મારી વાત કેટલીયવાર કહી. મારે તો આ છોકરાંઓને વિલાયત લઇ જવાં છે અને પછી ત્યાંથી એમને અમેરીકા મોકલવાં છે.'

'જૂઠાણું, નર્યું જૂઠાણું! હજુ પણ આપનું જૂઠાણું જતું નથી.' ડીસેન બોલ્યો.

'બધા જ ચોર. સામે જુઓ, એને આપ બચાવી શકત.' કહી શૅરેન્ટોનની મૃતદેહ ફરીથી બતાવી.

'તમે જ એને મારી નાખ્યો છે. હું એમાં શું કરી શકું?'

'મારે તો એને જીવાડવો હતો પણ આપના તરફથી કંઇ જ મદદ મળી નહિ. પછી મારા હાથમાં વાત રહીજ નહિ.' ડીસેને કહ્યું. 'આપનો ચર્ચીલ અને ચેમ્બરલેન અને તમે બધા જ યુકિતબાજ અને દગાબાજ છો. એ લોકોએ અમારા પર યુદ્ધનો

ભાએ નાખ્યો છે. હું તો આ બાળકોને અમેરીકા લઇ જવાની આપની વાતમાં જરાએ માનતો નથી.'

'તેમાં હું શું કરું! માનો કે ના માનો.' બાપુએ આખરે તિરસ્કારથી કહ્યું.

'આપ તો આ લોકોને આપની દીકરીને ત્યાં અમેરીકા મોકલવા ધારો છો?'

'જરૂર.'

'અમેરીકામાં એ ક્યાં રહે છે?'

'કોટસ હાર્બર, લૉન્ગ આયર્લેન્ડ.'

'ત્યાં રહે છે? ત્યાં તો બધા જ પૈસાદાર લોકો રહે છે. આપની દીકરી પૈસાદાર છે?'

'હા, સારી સ્થિતિમાં છે.'

'ત્યારે આપ મારી પાસે એમ મનાવવા માગો છો કે એ પોતાના સુંદર બંગલામાં આવાં ગંદાં બાળકોને રાખશે?'

'લડાઇમાં મદદ કરવી તેને એ લોકો પોતાની ફરજ સમજે છે. તેમાં યે આશ્રિતોને રાખવા એને તો એ લોકો પોતાનું સાચું કામ માને છે.' બાપુએ કહ્યું.

'આપ અમેરીકા ગયા છો? વ્હાઇટ ફૉલ્સ જોયા છે?'

'મને કંઇક સાંભરે છે ખરું. એ ક્યાં આવ્યા?'

'એ મિનેસોટામાં આવ્યા. એ લૉન્ગ આયર્લેન્ડથી બહુ દૂર તો નથી ને?'

'આશરે હજારેક માઇલ દૂર હશે.'

બાપુને આ વાતચીત નવાઇ જેવી લાગી.

'આ યુવાન સ્ત્રી આપની દીકરી છે? એ પણ અમેરીકા જાય છે?'

'ના, એની મા ફ્રાન્સમાં છે. એનો બાપ તમારો કેદી

છે. હું એને મારી સાથે લઇ જવા માગું છું પણ એ આવવાની ના પાડે છે.'

થોડી વારે પાછું બાપુએ ઉમેર્યું: 'મેં તમને ફરી ફરીને કહ્યું કે હું જાસુસ નથી. યુદ્ધના કોઇ પણ છાનાછૂપા કાવત્રામાં મારો હાથ નથી. મારે તો આ બાળકોને જ સહીસલામત વિલાયત લઇ જવાં છે. પણ હું જાણું છું કે મારા શબ્દોમાં તમને વિશ્વાસ જ નથી.'

જર્મને ખભા ચડાવ્યા એટલે બાપુએ વળી કહ્યું:

'તમે આ યુવતિને બાળકોને લઇને વિલાયત જવા દો. મને અહીં રાખજો. તમે કહેશો તે બધું હું કબૂલ કરી લઇશ.'

જર્મન ચ્હીડાઇ ગયો. 'આપ અમારૂં અપમાન કરો છો! અમે રશિયનો નથી કે એવી ખોટી કબૂલાતો લઇએ.'

જર્મન વિમાસણમાં પડયો. આ વૃદ્ધને તે સમજી શકતો ન હતો. તેણે કહ્યું:

'હું આપને સમજી શકતો નથી. આપ ખરા બહાદુર માણસ છો.'

'ના, બહાદુર નથી; અતિશય વૃદ્ધ છુ; જીવનને આરે ઉભો છું. જીવનમાં ભોગવવાનું મે સંપૂર્ણપણે ભોગવી લીધું છે. હવે મૃત્યુ મારા અંતરમાં કંઇ પણ ઉણપ લાવી શકે એમ નથી.'

જર્મન અફસર બાપુને બે ઘડી જોઇ જ રહ્યો. પછી સૈનિકને એમને પાછા કેદમાં લઇ જવા કહ્યું.



## પ્રકરણ સોળમું

બાપુને જોઈ નીકોલેને નિરાંત થઈ. એણે કેટલો યે વખત એમની ચિંતામાં ગાળ્યો હતો કે બાપુને શું કરતા હશે?

બાપુને જોઈને તરત આતુરતાથી તેણે પૂછ્યું 'ત્યાં શું થયું?'

'કંઈ નહિ. શૅરેન્ટોનને ગોળીબાર કરી નાખ્યો.'

'હવે આપ આરામ લ્યો. હમણાં કૉફી આવશે. પછી વધારે વાત કરીશું.'

'મને લાગે છે કે આ છોકરાઓને મારા વગર વિલાયત જવા દેશે. જો એમ થાય તો તું એકલી એ લોકોને લઈને જશે?'

'મારે એકલીને જવું ઉચિત છે ખરું?'

'જો તારાથી બને તો મારી ઇચ્છા છે કે તું એ લોકોને લઈ જાય.'

'આપ મને મારે માટે કહો છો કે આ બાળકોને માટે?'

'બન્ને માટે' બાપુએ અચકાતાં કહ્યું.

બાપુની જરા પાસે આવી આર્દ્રતાથી નીકોલેએ કહ્યું:

'વિલાતયમાં આ અંગ્રેજ બાળકોને તો સગાંવહાલાં કે મિત્રો મળી રહેશે. આપ તો અહીંથી પત્ર લખશો તો પણ એ લોકોની વ્યવસ્થા થશે. વિલાયતમાં મારું કોઇ નથી, મને ત્યાં કંઇ કામધંધો નથી. મારો દેશ ફ્રાન્સ છે, મારાં માબાપ પણ ફ્રાંસમાં છે; માટે મારું સ્થાન અહીં જ છે. મારે અહીં જ રહેવું ઉચિત છે.'

'મને લાગતું હતું કે તું આવુંજ કહેશે' બાપુએ નિરાશ થઇને કહ્યું.

અર્ધા કલાક પછી બે જર્મનો આવ્યા; સાથે એક મોટું ટેબલ ઘસડીને લઇ આવ્યા.

અત્યારસુધી તો ચલાણાંમાં અને થાળામાં ખાવાનું આવતું હતું. આજે આ ટેબલનો ઠાઠ અને પીરસવાવાળાને, જોઇ બધાંને આશ્ચર્ય થયું. આઠ ખુરશીઓ પણ લાવવામાં આવી.

આજે પથારીઓની તજવીજ પણ સુંદર રીતે કરવામાં આવી. બાગમાં આરામ ખુરશીઓ મૂકાવી અને છોકરાંઓને પણ બાગમાં રમવાની રજા મળી.

'કેમ આટલું બધું?' નીકોલેએ પૂછ્યું.

'મને લાગે છે કે ધમકીથી મ્હેં કહ્યું નહિ તે મને ખુશ કરીને મારી પાસે કઢાવી લેવા માગે છે. કંઇક બળ છે' બાપુએ કહ્યું.

રાતના પણ આજ બાદશાહી રીતે સરસ ખાવાનું આવ્યું. જમી રહ્યા પછી માણસો સાફ કરી ગયા ને છોકરાંઓને પણ સરસ પથારી કરી સૂવાડી ગયા.

તે પછી બાપુ અને નીકોલે પણ સૂતાં.

થોડી વાર સૂતાં ન સૂતાં ત્યાં તો બારણું ઉઘડ્યું અને જર્મન સૈનિકે કહ્યું:

'ચાલો, આપને બોલાવે છે.'

'હું આવું?' નીકોલેએ પૂછ્યું.

'ના ના, તારૂં કામ નથી. મનેજ એ લોકો બોલાવે છે.'

'આ લોકોને ભાંગી રાતજ મળે છે!' નીકોલે બોલી.

'ચાલો, ચાલો હવે, વાતો પછી.' સૈનિકે કહ્યું.

'ચિન્તા કરીશ નહિ, પાછી પૂછપરછ કરવી હશે.' જતાં જતાં બાપુ કહેતા ગયા.

બિચારી નીકોલે તો બાપુ ગયા પછી એ જ અસ્વસ્થતામાં બેસી રહી. શું થશે! શું થશે!! ભાંગી રાતે બાપુને ક્યાં લઇ ગયા? ભવિષ્ય ડારતું હતું. બધાંજ સૂતેલાં બાળકો વચ્ચે જાગતી ચિન્તા કરતી એ એકલી બેઠી હતી.

બાપુને એક ખંડમાં લઇ ગયા. ત્યાં મેજર ડીસેન સિગાર ફૂંકતો બેઠો હતો. સીગારની વાસથી આખો ખંડ ભરાઇ રહ્યો હતો.

બાપુ અને ડીસેન એકલા બેઠા. મધ્યરાત્રિ પછીનો સમય હતો. પ્રકાશ બહાર ન જઇ શકે માટે બારીઓ પર તો કાળી ધાબળીઓ ઢાંકી હતી.

એણે પીસ્તોલ કાઢી અને એ ભરીને તૈયાર કરી.

'હું સાવચેત રહેવામાં માનું છું. સમજ્યા?'

'તમારે મારા તરફથી બીવાનું જ નથી' બાપુએ કહ્યું.

'ના કદાચ નહિ પણ આપને મારાથી બીવાનું છે ને?'

થોડીવાર પછી તેણે પૂછ્યું:

'ચાલો, હું આપને વિલાયત જવા દઉં તો?'

'તો? હું તમારો ઋણી રહીશ.' બાપુએ કહ્યું.

'અને આ બાઇને પણ લઇ જશો?'

'ના એ બાઇ મારી સાથે નથી આવવવા માગતી. એ

તો ફ્રાન્સમાંજ રહેશે.'

'આપ અમારા ઋણી રહો એજ અમારે જોઇએ છે. હવે અમે જોઇશું કે આ બધુંયે બોલવાનું જ છે—દંભજ છે કે ખરૂં છે. જો હું આપને વિલાયત જવા દઉં તો આપ મારૂં એક કામ કરો ખરા ?'

'એ તો જેવું કામ, હું જાણ્યા વગર હા પણ કેમ પાડી શકું ?' બાપુએ કહ્યું.

'કામમાં કંઇ મુશ્કેલી નથી.'

'હું જાણું તો ખરો.'

'એક છોકરીને અમેરીકા લઇ જવાની છે, આ વાત બહાર ફેલાવવાની નથી. આપનાં આટલાં બાળકોમાં એની ખબર પણ પડશે નહિ.' જર્મને કહ્યું.

'તમે માનતા હોય કે હું તમારા કોઇ જાસુસને મારાં બાળકોના રક્ષણ નીચે અમેરીકા લઇ જાઉં તો તમે ભૂલો છો.' બાપુએ દૃઢતાપૂર્વક કહ્યું.

જર્મન તો ક્રોધથી લાલચોળ થઇ ગયો.

બન્ને થોડી ક્ષણ ચૂપચાપ બેસી જ રહ્યા. પણ પેલો જર્મન પાછો જરા પલળ્યો.

'તમે તદ્દન જડ પ્રજા છો. કોઇની મિત્રતા પણ સમજી શકતા નથી. કંઇક તમારૂં સારૂં કરવા જઇએ તો પણ તમે વહેમાઓ છો. આપની જડબુદ્ધિમાં હું ઠસાવવા માગું છું કે આ કોઇ જર્મનીનો જાસુસ નથી પણ એક નાની સરખી છોકરી છે.'

'નાની છોકરીને અમેરીકા જવું છે ?'

'હા. મારા ભાઇની દીકરી છે. મારો ભાઇ મરી ગયો છે.' ડીસોને કહ્યું.

'મને સમજવા દો. તમારે આ છોકરીને મારાં બાળકો

સાથે અમેરીકા મોકલવી છે? અમેરીકામાં એ ક્યાં જશે?' બાપુએ પૂછ્યું.

'મેં આપને કહ્યું કે મારા ભાઇ કાર્લની એ દીકરી છે. પાંચ વર્ષની છે. એનું નામ 'એના'

'અમે ત્રણ ભાઇઓ. મારો મોટો ભાઇ અમેરીકામાં હાલ કરીયાણાની દુકાન ચલાવે છે. ગઇ લડાઇ પછી તે અમેરીકા ગયો અને અમેરીકન નાગરિક બન્યો છે. બીજો કાર્લ તે ચોથી ટુકડીમાં મરણ પામ્યો. આ છોકરીની મા આર્ય સ્ત્રી નહોતી. એ લગ્ન કમનસીબ હતું. કંઇ ધાંધલ થયું ને એ મરી ગઇ. મારો ભાઇ પણ મરી ગયો. રહી ફક્ત આ બાલિકા.

'અંગ્રેજોની દગલબાજીએ મારા ભાઇને મારી નાખ્યો છે. એ અંગ્રેજ લોકોને આમેન્સના કિનારા પર પીછેહઠ કરાવી રહ્યો હતો. રસ્તામાં ઘણાં આશ્રિતો બેઠાં હતાં. તેમાંના કેટલાક અંગ્રેજ સૈનિકો નીકળ્યા. કાર્લે એમને ન જોયા. અગ્રેજોએ તેલ છાંટી એની ટૅન્કજ સળગાવી દીધી. મારા ભાઇએ નીકળવા ભારે મહેનત કરી પણ એને ત્યાંનો ત્યાંજ ઠાર કરવામાં આવ્યો. એ શરણે જાય તે પહેલાં તો એને ઠાર કર્યો. વળતી રણગાડીમાંથી તે માણસ શી રીતે સામનો કરી શકે?'

'ત્યારે હવે એ બાલિકા જ રહી.' બાપુએ કહ્યું.

'હા. અમેરીકામાં રૂપર્ટને ત્યાંજ હું એનાને મોકલી આપવા ધારૂં છું.'

'એ પાચ વર્ષની છે?' બાપુએ ફરી પૂછ્યું.

'સાડા પાંચની બહુ બહુ તો.'

'જઇ શકીશું તો હું એને જરૂર લઇ જઇશ.' બાપુએ કહ્યું.

'વિલાયત પહોંચ્યા પછી આપ કયારે આ બાળકોને અમેરીકા મોકલશો?'

'આ છમાંથી બે તો વિલાયતનાં છે. ત્રીજાનો બાપ ફ્રેન્ચ છે પણ તે વિલાયતમાં છે. બાકીનાં ત્રણને હું અમેરીકા મોકલીશ. તેમને તો હું એક અઠવાડિયામાં જ રવાના કરીશ.'

'વધુ વિલંબ ન થાય. છ અઠવાડિયામાં તો અમે લંડનમાં હઈશું.' ડીસેને કહ્યું. 'આપ એમ ન ધારતા કે આ યુદ્ધના અંત વિષે મને જરા પણ શંકા છે. અમે ફ્રાન્સ જીત્યું ને વિલાયત પણ જીતીશું. તમે તે શું અમારો સામનો કરવાના હતા? વર્ષો સુધી સંસ્થાનોમાંથી તમે લડશો, એ બનવા જોગ છે. એને લીધે અહીં ખોરાકની તંગી પડશે. આ સંજોગોમાં એના યુદ્ધથી દૂર હોય તેજ વધારે સારૂં છે.'

'વારૂ. હું એ બાલિકાને મારી સાથે લઇ જઇશ' બાપુએ કહ્યું.



## પ્રકરણ સત્તરમું

બાપુને તિક્ષ્ણ નજરે નીરખતાં પાછું જર્મન અફસરે કહ્યું: 'જુઓ, આમાં કંઈ કાવત્રું નીકળ્યું છે તો ધ્યાન રાખજો. આ યુવાન સ્ત્રી તો અહિંયાં જ છે. ભલે, ને ચારટરીઝમાં એની મા પાસે એ રહે. જ્યાં સુધી મારા ભાઈની પુત્રીના સુખરૂપ પહોંચ્યાના સમાચાર નહિ આવે ત્યાં સુધી હું એના પર નજર રાખીશ. બીજું, આ વાતનો એક પણ શબ્દ બહાર પડ્યો તો યાદ રાખજો, આ ફ્રેંચ યુવતિને અમે કેદ કરીશું. મારે માટે એક પણ જૂઠો શબ્દ બોલ્યા છો તો આપની બરાબર ખબર લઈશ.'

'અને જો આ ફ્રેંચ યુવતિને કંઈ પણ થશે તો વિલાયતમાં તમને છાપે છાપે અને રેડીયો પર ફજેત ફજેત કરીશ ને ઉઘાડા પાડીશ.' બાપુએ લાગ જોઈ સામું કહ્યું.

'આપ મને ધમકી આપો છો ?' જર્મને ચ્હીડાઈને પૂછ્યું.

'ના' બાપુએ કહ્યું, આપણે ધમકીની વાતો ભૂલી જઈએ. આપણે એકબીજાના હાથમાં છીએ. સાંભળો, તમે આ ફ્રેન્ચ

યુવતિને સંભાળજો. હું તમારી ભત્રીજીને અમેરીકા લઇ જઇશ. આ રીતે આપણે મિત્ર તરીકે છૂટા પડીએ તેજ વધારે સારૂં છે.'

'આપ પક્કા અંગ્રેજ છો. બુદ્ધિથી છટકયા અને અંતે આપનું જ ધાર્યું થયું. આનો જરા સરખો અણુસારો પણ કોઇને આવે નહિ એમ કરજો.' જર્મને કહ્યું.

'જરૂર. હું કોઇને પણ નહિ કહું, પણ આટલું સાંભળી લ્યો.

'મારા હૃદયમાં તમારી ભત્રીજી માટે ના કહેવાનો વિચાર જ નહતો.' બાપુએ તેને સમજાવતાં કહ્યું.

'આપ ના પાડત તો હું આપને ઠાર કરત.'

બાપુ પાછા ગયા. નીકોલે એમની રાહ જોઇને બેસીજ રહી હતી.

'શું થયું? આપને કંઇ કર્યું તો નથી ને?'

'ના ના! મને કંઇ થયું નથી. તું ગભરા નહિ.' નીકોલેને પંપાળતાં બાપુએ કહ્યું.

'જે વાત થઇ છે તે મારાથી તને કહેવાય નહિ પણ બધુંજ સારૂં થવાનું છે. અમે હવે જલદી જલદી વિલાયત જઇ શકીશું. તું પણ તારી બા પાસે જઇ શકશે. તારો બાલ પણ કોઇ વાંકો કરી શકશે નહિ.'

'પણ આ કેમ થયું તે બધું હું સમજી શકતી નથી.' નીકોલેએ કહ્યું.

'હું તને કહી શકું એમ નથી પણ વાત સાચી છે.' બાપુએ તેને ખાત્રી આપતાં કહ્યું.

'હાશ, મને એટલો આનંદ થાય છે! આ યાત્રાનો આવો અંત આવશે એ કોણે કલ્પ્યું હતું!' થોડીવાર પછી નીકોલેએ કહ્યું.

એને સંતોષ થયો.

'અંધારામાં બેઠી બેઠી હું વિચાર કરતી હતી. આ બાળકો ભવિષ્યમાં શું બનશે? રેની ઍન્જીનીયર થશે; માર્જન સૈનિક થશે. વિલ્હેમ વકીલ કે ડૉકટર. આ બન્ને છોકરીઓ પરણી જશે અને માતા થશે. નાના પીએરેનો પણ હું વિચાર કરતી હતી. એ સારો કલાકાર થશે.'

'તારી વાત ખરી છે. મોટા થશે એટલે દરેક જુદા જુદા ધંધામાં પડશે.

નીકોલેનું અંતર કંઇક ઘેરાયલું હતું. તેણે આગળ ચલાવ્યું:

'જ્યારથી જ્હૉન મરી ગયો ત્યારથી મારા જીવનમાં હું નિર્જનતા અનુભવતી હતી. મને થતું હતું કે દુનિયામાંથી સર્જનતા પરવારી ગઇ છે અને બધેજ વિનાશ, દુષ્ટતા અને પ્રપંચ પ્રવર્તી રહ્યો છે. પરમેશ્વર વિદ્યમાન નથી અથવા તો ભાગી ગયો છે. હીટલર જેવાં અનિષ્ટ તત્વો દુનિયામાં સભર ભર્યાં છે. આ બાળકોને માટે પણ દુનિયા દુ:ખથી ભરી ભરી છે.'

થોડી પળો પછી તેણે આગળ ચલાવ્યું:

'પણ હવે હું બધું સ્પષ્ટ રીતે જોઈ શકું છું. હું અને જ્હૉન એક અઠવાડિયું જ આનંદ સમાધિ અનુભવવા સર્જાયાં હતાં. મારા અને જ્હૉનના એ ટુંક મિલનના પ્રભાવથી જ આ બાળકો યુરોપ છોડીને અમેરીકામાં શાંતિમાં ઉછરવા પામવાનાં હતાં.

'તેથીજ આ બાળકો અમેરીકા જશે અને શાંતિમાં ઉછેરશે. કોણ જાણે છે કે આજથી ત્રીસ વર્ષ પછી દુનિયાને આમાંનાંજ એકાદની જરૂર નહિ પડે? પછી તે રેનીની હોય કે વિલ્હેમની હોય, યા પીએરેની હોય. આમાંનો એકાદ કદાચ મહાન પુરુષ પણ નીવડે અને દુનિયાનો તારણહાર પણ બને;

અને એ બધાનું કારણ આપના જ્હૉનનું મારી સાથેનું પૅરીસ-માંનું સુખમય મિલન જ છે.'

બાપુ આ યુવાન સ્રીનું દુઃખ પુરૂં સમજતા હતા. એના નિવારણ માટે આર્દ્રતા અને સહાનુભૂતિ સિવાય બીજો શું ઉપાય હતો? એનો હાથ પોતાના હાથમાં લઇ લાંબો સમય સુધી તેમણે પંપાળ્યો. અને એમને એમ બન્ને આખી રાત, અડધાં જાગતાં, અડધાં ઊંઘતાં પડી રહ્યાં.

છોકરાંઓએ બીજો દિવસ પણ બગીચામાંજ ગાળ્યો. હવે તો એ લોકો પણ કંટાળ્યાં હતાં.



## પ્રકરણ અઢારમું

બીજે દિવસે એ લોકોને એક મોટી બંધ મોટરમાં લઈ જવામાં આવ્યાં. પૅરીસ જતા સૈનિકો આ લોકોના પર જાપ્તો રાખતા સાથે જ બેઠા હતા બાપુ અને છોકરાંઓ પૅરીસ ચાલ્યાં. કિનારેથી હરિયાળા રસ્તા પર થઈ એ લોકોએ જવા માંડયું.

'બ્રેસ્ટ આવ્યું લાગે છે.' નીકોલેએ કહ્યું.

ત્યાં ઉતારી એ લોકોને આગગાડીમાં ત્રીજા વર્ગના ડબ્બામાં બેસાડયાં.

'આ આગગાડીમાં પધારી આપશે? આપણે સ્વદેશ ખરાં?' રોનીએ પૂછ્યું.

'ના.' બાપુએ કહ્યું.

પછી બધાંએ સંતરા લઈ ચુસવા માંડયાં.

આગગાડી ધીમે ધીમે ચાલતી દરેક સ્ટેશને ઉભી રહેતી હતી. છેવટે આઠ વાગે 'લૅનેસાં' નામના મથક પર આવ્યાં. ત્યાં પેલો જર્મન ઑફીસર મેજર ડીસેન ઉભો હતો.

'આપને આ આગગાડીમાં આગળ નથી જવાનું.' મેજર

ડીસેને પાસે આવી કહ્યું.

બધાં ઉતરી ગયાં.

સૂરજ ટેકરીઓ પાછળ અસ્ત થતો હતો.

પાસેથી એક મોટરમાંથી એના ઉતરી.

'એ એના, આ મી. હાવર્ડ છે.' કહી ડીસેને બાપુની ઓળખાણ કરાવી.

'હેર હીટલર!' કહી એનાએ સલામ કરી.

'એને અમેરીકા આવવું હોય તો આ શબ્દો ભૂલી જવા પડશે.' બાપુએ કહ્યું.

'હું એને સમજાવીશ.'

'આપણે હવે અહીં બહુ ઉભા રહેવાનું નથી.' ડીસેનને જરા વહેમ પડ્યો અને બધાં એકાએક મોટરમાં બેસી ગયાં.

'આ આપના કાગળો, પૈસા અને ઘડિયાળ' કહી મેજર ડીસેને બાપને બધું જ પાછું સુપ્રત કરી દીધું.

અંધારાની રાહ જોતાં એ લોકો આમતેમ મોટરમાં ફરતાં હતાં.

'આપણે હવે ક્યાં જઈએ છીએ?'

'એબરવીચ. આપનો માછી ત્યાં છે.'

'હા, પણ ત્યાં તો ચોકીદારો ઉભા હશે.' બાપુએ કહ્યું.

'આજે રાત્રે ચોકીદાર નથી રહેવાના. આપ મને છેકજ મૂર્ખ ધારો છો?'

'ના રે ના!'

દસ વાગતે એ લોકો ધીમે ધીમે એબરવીચ પહોંચ્યાં. મોટરના હાંકનારે ચારે બાજુ નજર નાખી. બધું જ શાન્ત હતું. કોઇ દેખાતું ન હતું. અંધારૂ પણ થઇ ગયું હતું.

ત્યાં ડીસેન બોલ્યો: 'હવે છોકરાંઓ! ચૂપચાપ થઇ જાવ.

કોઇ વાત કરશો નહિ. નીકોલો ! તમારે આ લોકો સાથે નથી જવાનું. અમારી સાથે રહો. નાસી જવાનો પ્રયાસ કરશો તો હું ગોળીબાર કરીશ.'

'પણ હું જવાનીજ નથી; નાહકની પીસ્તોલ શું કરવા તાકો છો ?'

'ચાલો જલ્દી,'

પછી બધાં જ એ વહાણ પાસે ગયાં.

વહાણમાં ફ્રૅંકેટ બેઠો હતો.

'જો, અહીંયાંથી એન્જીન નહિ ચલાવતો. પાણીમાં લાંબે ગયા પછી જ એન્જીન ચલાવજે. નહિ તો લોકોમાં ખાલી ગભરાટ પેસી જશે' અફસરે એને કહ્યું.

'ધ્યાન રાખજો.' બાપુને તેણે કહ્યું 'અમે વિલાયત સપ્ટેમ્બરમાં આવીશું. જો કંઇ દગો કર્યો છે તો તેની ત્યારે બરાબર ખબર લઇશું.'



## પ્રકરણ ઓગણીસમું

પછી બાપુએ નીકોલેની વિદાય લીધી.

'સપ્ટેમ્બરમાં લડાઇ પૂરી થાય એ હું માનતો નથી. એને તો વર્ષો વીતી જશે. ત્યાં સુધીમાં તો હું બુઢ્ઢો થઇ જઇશ. ત્યારે મારાથી મુસાફરી પણ થશે નહિ. એ વખતે તું જરૂર મારી સાથે આવી રહેશે ને? મારે તો તને કેટલુંય કહેવાનું હતું પણ એ બધું યે આ છેલ્લા દિવસની ચિંતા અને ધમાલમાં રહી ગયું.'

'હું જરૂર આવીશ. પ્રવાસના અતંરાયો દૂર થશે કે તરતજ.' નીકોલેએ કહ્યું. 'પછી આપણે જહૉનની વાતો કરશું. મારે એને વિષે કેટલું બધું જાણવું છે.'

પછી બાપુ અને બધાં બાળકો વહાણમાં બેસી ગયાં.

'આ વહાણમાં આપણે અમેરિકા જઇશું?' પીયેરએ પૂછ્યું.

'ના. એને માટે તો બહુજ મોટું જહાજ જોઇએ.' બાપુએ કહ્યું.

ફ્રૉકેટે વહાણને હલેસાં મારવા માંડ્યાં. વહાણ કિનારાથી દૂર ને દૂર જવા માંડ્યું. ઉદ્વિગ્ન બાપુ કિનારા તરફ જોતા શીલ્પવત બેસી રહ્યા. નીકોલે અને તેમની વચ્ચેનું અંતર જેમ જેમ વધતું ગયું તેમ તેમ તેમના અણુએ અણુમાં નિર્જનતા પ્રસરી રહી. નીકોલે પાસે પાછા જવા તેમનું અંતર તરફડી રહ્યું.

બે જર્મન રક્ષકોની વચ્ચે નીકોલેનો દેહ ઉભેલો દેખાતો હતો. આંસુઓ ભરેલી આંખોથી તે થોડી ઝાંખી સ્વપ્નવત દેખાતી હતી. થોડી વારે એ આકૃતિ ઓગળી જતી હોય તેમ અદ્રશ્ય થઇ જતી અને પાછી દેખાતી હતી. જેમ અંતર વધ્યું તેમ કિનારો અને કિનારાની ટેકરીઓ દષ્ટિમાંથી પણ ઝંખવાતી ગઇ. અને આખરે બધું જ સરી પડયું.

પણ બાપુને ચિન્તા અનુભવાનો યે વખત ન હતો. પાછા તરતજ એ બાળકોની જંજાળમાં પડ્યા.

પીયેરે સિવાય, બધાને દરિયો જરા જરા લાગતો હતો. ફ્રૉકેટને રસ્તો બરાબર ખબર હતો. છોકરાંઓને ઠંડી પણ લાગવા માંડી. પાસે નહોતાં ગરમ કપડાં કે નહોતી ધાબળીઓ.

રોઝને તો ચક્કર આવવા માંડ્યાં. બાપુએ એનાને પાસે લીધી. રોઝને વાત કરવા કહ્યું પણ રોઝ પોતેજ અસ્વથ હતી.

હવે તો ફકત ફ્રાન્સની રેખાજ દેખાતી હતી. બાપુનું અંતર નીકોલે સાથે હતું.

પીયેરે તો ફ્રૉકેટ સાથે સુકાન પાસે ઉભોજ રહ્યો. એને મઝા પડી ગઇ. વહાણ કેમ હંકરાય, દિશા કેમ બદલાય એ બધું જ એ ફ્રૉકેટને પૂછતો. એમને એમ રાત વીતી અને સવાર પડી. ઇંગ્લૅન્ડનો કિનારો દેખાવા માંડ્યો. ધીમે ધીમે વહાણ કિનારે લંગરાયું.

કિનારા પર સ્વયંસેવિકાઓ ઉભી હતી. તેમની મદદથી

બધાંજ કિનારા પર સુખરૂપ ઉતર્યાં.

દેશદેશનાં આ બાળકો–મલીન, ભૂખ્યાં, ચીંથરેહાલ અને તેમની સાથેનો વૃદ્ધ પણ કોઇક બેકાર મજૂરનાજ પહેરવેશમાં–સર્વેની દ્રષ્ટિનું મધ્યબિન્દુ બની રહ્યા.

કિનારે પહોંચ્યા ને બાપુની સર્વ શક્તિ એકાએક ક્ષીણ બની ગઇ. જીવન પરિશ્રમની પરિસીમાએ પહોંચેલા બાપુનું અંતર હમણાં ધડકતું બંધ થઇ જશે એવો આભાસ થતો હતો. બાપુ જમીન પર ઢળી પડ્યા.

થોડી વારે તે પાછા જાગ્રત થયા.

હૃદયમાં ચિરકાળ વસેલી અને ક્ષણભર ખોવાયલી એ જ પરિચિત ધરતી એમના અંતરની વેદના ઠારતી હતી. તેની શાશ્વત શાંતિમાં પોતે પૂનર્જન્મ પામતા હોય એવું બાપુને લાગ્યું.

નીકોલે પણ અહીં આવી હોત તો!



## પ્રકરણ વીસમુ

થોડો વખત ગયો ને બાપુએ પોતાની દીકરીને તાર કર્યો.

'એનીડ! આ બાળકોને તું રાખશે?'

'હા. જરૂર.' તારનો જવાબ આવી ગયો.

વિલાયતમાં બાળકોએ રહેવા જેવું ન હતું. એક બે દિવસ જાય ને હીટલરના વિમાનોનાં ધાડે ધાડાં આવે—આગ લાગે-મકાનો કડડધુસ પડી જાય. બાળકોને વારે વારે દર સ્ટીમરમાં અમેરીકા મોકલી દેવામાં આવતાં હતાં.

બાપુ સાથે આવેલાં સર્વ બાળકોમાં શીલા, રેની ને રોઝ વિલાયતમાં રહેવાનાં હતાં તે પણ અમેરીકા જવા ઉપડી ગયાં. બાપુએ તેમની સાથે એક પરિચારીકા પણ મોકલી.

જીવન વિખેર પામેલાં આ બાળકોના જીવનને પુનઃ આભાસ આપવા જ બાપુના જમાઈએ અમેરીકામાં આ બાળકો માટે એક નાનું ઘર બંધાવ્યું. નાનો બાગ અને બાજુમાં નાનું સ્નાનગૃહ પણ બંધાવ્યું.

સુખ, શાંતિ અને સ્વતંત્રતાનું વાતાવરણ તેમની આજુ બાજુ સર્જવા એ દંપતીએ સુંદર પ્રયાસ કર્યો કે જેથી ભયંકર યુદ્ધનાં, મનુષ્ય વચ્ચેના દ્વેષનાં ચિત્રો, તેમની સ્મૃતિમાંથી સદાય માટે ભુસાઇને વિસારે પડે. રંગ અને દેશના ભેદ વિનાના નવા જગતનાં તેઓ નાગરિક બની રહે.

યુદ્ધ સમયે દેશ માટે નાલાયક ગણાતા બાપુએ, યુદ્ધ વિનાશ-માંથી દ્વેષની જ્વાળામાંથી માનવતાનાં મૂલ્ય તાર્યાં.

આ મહાયાત્રા એ જ એમની જીવન સાધના.

એમણે પોતાની જાતને અજોડ 'માનવમૂર્તિ' તરીકે પુરવાર કરી.



☆ **સમાપ્ત** ☆



સંખ્યાએ નિરૂપયોગી મનાતી પોતાની જાતને ધન્ય કરી પોતાનું જીવન સફળ બનાવે છે.



યુદ્ધમાં તો કંઇક અસંખ્ય બાળકો મરી ગયાં હશે, કંઇક સ્ત્રીઓ પુત્રહીન, પતિહીન બની રહી હશે તેમાં પાંચ છ બાળકો જીવ્યાં તો યે શું? બાપુએ ફક્ત આ બાળકોને જ વિશ્વયુદ્ધના તુમૂલમાંથી નથી ઉગાર્યાં પણ આ દેશવિદેશના બાળકોને માતૃવાત્સલ્યથી પોતાની ગોદમાં લઇ, ઉગારી માનવસંહારમાં જીવન સાર્થક માનતી, દ્વેષ અને નિષ્ઠુરતાની જ્વાલામાંથી વિશ્વયુદ્ધના પ્રચંડ પ્રવાહમાં તણાઇ જતી માનવતાને ઉગારી છે.



ગુજરાતમાં સ્ત્રી લેખિકાઓની સંખ્યા આંગળીને વેઢે ગણાય એટલી છે. બ્હેન કપિલા ઠાકોરનું નામ તેમાં આગળ પડતું છે. તેઓ મુંબાઇ યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટ છે અને કેળવણી ને સાહિત્યમાં સારો રસ લઈ રહ્યાં છે

બાલસાહિત્યનાં એમનાં પુસ્તકો **બાપુજી અને બીજી વાતો, જંગલમાં રખડતાં, રૂપીના બાગમાં, આપણાં મિત્રો, વેરાયલાં ફૂલ, ટન્ ટન્ ટન્, લેનિન,** **Our National Flag** વગેરે બાલકોનાં ખુબ ખુબ માનીતાં છે.

નોબલ પ્રાઇઝ મેળવનાર શ્રીમતિ પર્લ બકની જાણીતી નવલકથા '**પેટ્રિઅટ**' નો સુંદર અનુવાદ એમણે ગુજરાતને આપ્યો છે એટલી જ સરસ રીતે એમણે '**માનવતાની મૂર્તિ**' ગુજરાતને ચરણે રજૂ કરી છે.

## બા, બાપા અને બાળકો સાથે બેસી વાંચીને આનંદ માણી શકે તેવું નવું સાહિત્ય



કિંમત : વી. પી

શ્રી૦ મસ્તફકીરનાં ખડખડાટ હસાવે તેવાં ૨૩ હાસ્યરત્નો.

શ્રી૦ નાગરદાસ પટેલે રજૂ કરેલાં પંડિતજીના પરાક્રમો.

શ્રી૦ સુમતિ પટેલની અનુભવસિદ્ધ રસોઈની વિવિધ વાનીઓ.

શ્રી૦ નાગરદાસ પટેલની પ્રેમ, સાહસ ને ભેદપૂર્ણ નવલકથા.

શ્રી૦ સીતારામ શર્માની માતૃજીવનની રસઝરતી નવલકથા.

શ્રી૦ ચંદુલાલ પટેલની ભાવપૂર્ણ રસિક નવલિકાઓ.

ચન્દ્રકાન્ત સુતરીઆના પેટ ભરીને હસાવે તેવા ટૂચકાઓ.

શ્રી૦ કપિલા ઠાકોરે રજૂ કરેલી શ્રી૦ પર્લ બકની દેશ ભક્તિથી ભરપૂર અત્યંત રસિક નવલકથા.

